ॐ

# शुद्ध धर्ममंडल ग्रन्थमालामां प्रसिद्ध थयेला ग्रन्थो ।

| | रु. आ. पा. |
|---|---|
| १. प्रणववाद, भा. १, महर्षि गार्ग्यायण विरचित, प्रणववादार्थकारिका अने अंग्रेजी प्रस्तावना साथे । | ३–०–० |
| २. ,, भा. २. | ४–०–० |
| ३. योगदीपिका, भगवान् नारायण विरचित, भाष्य साथे । | १–४–० |
| ४. एनो अंग्रेजी अनुवाद । | ०–१२–० |
| ५. भगवद् गीता मूल, २६ अध्यायमां, गोभिलकारिका समेत । | ०–६–० |
| ६. सनातन धर्म दीपिका, भा. १ । | १–०–० |
| ७. एनो अंग्रेजी अनुवाद । | २–०–० |
| ८. सनातन धर्म दीपिका, भा. २ । | १–८–० |
| ९. भगवद् गीतानो उपोद्घात (संस्कृतमां) श्रीहंसयोगि विरचित, अंग्रेजीमां तेना सार साथे । | २–८–० |
| १०. गीतानो प्रथम अध्याय, श्रीहंसयोगि भाष्य साथे । | १–४–० |
| ११. शुद्ध धर्ममंडल पॅम्फलेट, नं. १, अंग्रेजीमां । | ०–२–० |
| १२. ,, ,, नं. २, ,, | ०–२–० |
| १३. ,, ,, नं. ३, ,, | ०–२–० |

पोस्टेज अलग ।

उपरनां नं. १ थी ३–५–६–८ थी १० सुधीनां पुस्तको देवनागरी लिपिमां छे ।

# શુદ્ધ ધર્મ મંડલ

શ્રી મિત્રદેવ ભગવાનનો જગદ્ગુરૂ
તરીકે હાલમાં પ્રકટ થયેલો
અવતાર.


અનુવાદક

નારાયણદાસ દલપતરામ ભગત.

ઠે. ખાડીયા, ધોળેશ્વર મહાદેવ—અમદાવાદ.



પ્રકાશક

ગોરધનદાસ કે. પરીખ.

હાઇ કોર્ટ વકીલ.

ખાડીઆ—અમદાવાદ.

જાનેવારી સને ૧૯૨૬ સંવત ૧૯૮૨

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

શુદ્ધ સંકલ્પ, ૫૦૧, વર્ષ ૯ મુ.

મૂલ્ય ત્રણ આના. (પોસ્ટેજ સાથે)

ॐ

विशाले बदरीखण्डे महात्मानो हितैषिणः ।
वैशाखपूर्णिमायां तु कुर्वन्ति जगन्मंगलम् ॥ १ ॥
महात्मा मित्रदेवश्च भगवद्दीखणानुगः ।
अवतीर्णोऽस्ति लोकेस्मिन् योगी भगवदाज्ञया ॥ २ ॥
लोकानां रक्षणार्थाय शान्तये सर्व कर्मणाम् ।
शुद्धधर्मस्य पाता यः स यथासुखमेधताम् ॥ ३ ॥

× × × × ×

सर्वे वयं भवेमाद्य वर्णद्वेषपराङ्मुखाः ।
नित्यतृप्ताः निराकांक्षाः कल्याणमतयः सदा ॥ ७ ॥

× × × × ×

ओं नमो मित्रदेवाय गुरवे ब्रह्मवर्चसे ।
उपासे त्वां शुद्धधर्मसिद्धयेऽमलचेतसा ॥
तच्छुद्धं मित्रदेवस्य तेजः सत्यं सुधीमहि ।
नारायणपरा दिव्या धियो यन्नः प्रचोदयात् ।
ओं ओं ओं ह्रीं हिं मं नमः ॥

शुद्ध ( वैशाख पूर्णिमा विधान )

# —નિવેદન—

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥

એ સૂત્રાનુસાર જગતના કેટલાક મનુષ્યોને રૂચે અને કેટલાકને ન પણ રૂચે, પરંતુ સત્યને સત્યસ્વરૂપે પ્રકટ કરવું એ ધર્મ સમજીને, આ નાનું પુસ્તક ગુર્જર ભાષા જાણનાર બંધુઓની સેવામાં અર્પણ કરવામાં આવે છે. यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत... એ **ગીતા** વચન અનુસાર, હાલમાં જગતની સર્વ પ્રજાઓએ તથા મનુષ્યોએ પોતપોતાના ધાર્મિક ફરમાનો વિસરી જઇ, કેવળ સ્વાર્થપરાયણ વૃત્તિ ધારણ કરેલી હોવાથી અને आत्मत्व કે बन्धुत्वના સિદ્ધાન્તને તિલાંજલિ આપેલી હોવાથી, આવા સમયે જગતને સન્માર્ગે દોરવા માટે જગદ્‌ગુરૂ श्रीकृष्ण જેવા અવતારી પુરૂષની જરૂર છે, તેથી ઉપરનું **ગીતા**નું વચન સત્ય કરવા માટે, પ્રભુએ મનુષ્યો ઉપર કરૂણા લાવી હાલમાં **સ્થૂળ દેહધારી અવતાર** લીધો છે. તેનો ઉદ્‌ઘોષ કરવો એ ધર્માનુરાગી મનુષ્ય તરીકે મારી ફરજ છે, એમ સમજી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. આ **પ્રભુ-અવતાર** ભાગવતના श्रीकृष्णની માફક **પ્રેમથીજ** જગતનાં મનુષ્યોનાં મન વશ કરી, તેમને સન્માર્ગે દોરશે અને શાંતિ પ્રસારશે. દરેક કાળમાં જનસમાજમાં આસુરી પ્રકૃતિવાળા મનુષ્યો પણ અસ્તિત્વ ધરાવતા હોવાથી, शिशुपाल આદિ દુર્જનો જેવું દુષ્ટ વર્તન **તે પ્રભુ-અવતાર** તરફ જાણે અજાણે આપણે હાથે થાય નહીં, એ લક્ષમાં રાખવા સર્વ આત્મબંધુઓને મારી નમ્ર વિનંતી છે, એજ યાચના.

લી. પ્રભુનો दास
गो.
( પ્રસિદ્ધ કર્તા )

## ટુંકી નોંધ.

જન્મમરણના દીર્ઘ રોગ ઉપર
**रामबाण औषध-विचार.**

### (ત્રિદોષનિવારક) ઔષધ.

**एकमेवाद्वितीयम् ।**




**एकोऽहं बहु स्याम् ।** **सर्वं खल्विदं ब्रह्म ।**

### (અનુપાનરૂપ) ષડ્રસ.

૧. પ્રભુપ્રેમ–મનુષ્યપ્રેમ–પ્રાણીમાત્રપર પ્રેમ.
૨. પ્રભુસેવા–મનુષ્યસેવા–પ્રાણીમાત્રની સેવા.
૩. ઉન્નત પ્રત્યે ભક્તિ–પુજ્યભાવ; અવનત પ્રત્યે દયા–કરૂણા.
૪. ભક્તિ–નમ્રતા–દ્રઢતા અને આત્મનિરીક્ષણ.
૫. સત્યતા–સરલતા–અહિંસા–શાંતિ–આત્મભોગ.
૬. સ્વચ્છતા–(પવિત્રતા)-મનવાણી પર કાબુ–આદર્શ જીવન.

### (પથ્યરૂપ) ભોજન.

૧. કર્મનો નિયમ અચળ છે તે લક્ષમાં રાખવું, અને પ્રારબ્ધ સામે બડબડાટ કરવો નહીં.

૨. દરેક પળે, દરેક પ્રસંગે, પ્રભુ–દેવ આપણી પાસેજ ઉભા છે, અને તે સઘળું નિહાળીને જુવે છે. આપણા વિચાર કે વર્તન સંબંધી તેમની ઇચ્છા કેવી છે, તે પ્રથમ પૂછવું, અને તેને અનુસરવું.

૩. સર્વમાં એકજ પ્રભુ રહેલો છે એટલે કે ( દેવ–મનુષ્ય–પશુ–પક્ષી–કીટ–પતંગ–વનસ્પતિ–ખનિજ વિગેરે સ્થાવર જંગમ જગતમાં ), એવો **અનુભવ** કરવો, અને તે પ્રમાણે **જીવન** ગાળવું.

લી. પ્રભુનો દાસ **ગો.**




# शुद्ध धर्ममण्डलम् ।

शुभमस्तु सर्वजगताम् ।

ओं नमः श्रीपरमर्षिभ्यो योगिभ्यः ।

## શુદ્ધ ધર્મના ગુરૂ તથા નાયક શ્રી ભગવાન મિત્રદેવનો અવતાર.

### આમુખ.

શ્રી શુદ્ધ ધર્મમંડળની ગ્રંથમાળાના સાતમા અંક તરીકે પ્રકટ થયેલા શ્રી ગીતા ભાષ્યના શ્રી હંસયોગીએ રચેલા ઉપોદ્ઘાતની અંગ્રેજી પ્રસ્તાવનાના પૃષ્ઠ ૧૫૫ મે જગદ્ગુરૂ તરીકે શ્રી મિત્રદેવનો જન્મ થયો છે એમ ટુંકામાં લખ્યું છે. એ વાત લખી' તે વખતે મંડળમાં ઘણી ઉંચી પદવી ધરાવનારા અમુક થેડાં સભાસદો સિવાય બીજા કોઈને એમના વિષે કંઇ વિશેષ ખબર ન હતી. તે પછી અમારા જાણવામાં આવ્યું કે, સંસ્કૃતમાં એક મોટો ગ્રંથ રચેલો તૈયાર છે, જેમાં 'શુદ્ધ ધર્મના ગુરૂ તરીકે તેમના અવતારે વિષે અને તેમના કામ વિષે વિસ્તારથી લખેલું છે. આ વિષયમાં એ પુસ્તક પ્રમાણભૂત ઇતિહાસની ગરજ સારે એમ છે અને મંડળના પુસ્તક ભંડારમાં સાચવી રાખવા લાયક

છે. આ ઇતિહાસનું પુસ્તક નજદીકના ભવિષ્યમાં પ્રકટ થઈ વાચકવૃંદને તે વાંચવાનો લાભ મળશે કે કેમ, તે અત્યારે કહી શકાય તેમ નથી. છતાં શ્રી મિત્રદેવને જગદગુરૂ તરીકે જેઓ માને છે તેવા મંડળના કેટલાક સભાસદોએ જરૂર જોગ માહિતી તુરતમાં મળી શકે એટલા માટે તે ગ્રંથમાંથી એક ટૂંકી નોંધ સંસ્કૃતમાં તૈયાર કરી છે, તેનો અનુવાદ અહીં આપેલો છે.

તે ટૂંકી નોંધને અંતે કહ્યું છે કે, શ્રી મિત્રદેવ **ब्रह्मवन**માં પાછા આવેલા છે. તે વન કાસ્મીરની દક્ષિણ સરહદ આગળ શુદ્ધ ધર્મમંડળની ગુપ્ત જગાઓમાંની એક છે. શ્રી બાળ અવતાર હાલ છએક વરસના થયેલા છે, પણ તે પછીની તેમની હિલચાલ વિષે હજી કંઇ વધુ ખબર મળી નથી. તેનું કારણ કદાચ એમ પણ હોય કે, હાલ એવી બાબત જાહેરમાં લાવવી એ કવખતનું પણ ગણાતું હોય.

આ નાનીશી પ્રસ્તાવના સમાપ્ત કરતાં પૂર્વે અહીં અનુવાદ કરેલી નોંધમાં વર્ણવેલી હકીકતનું જે પ્રથમ પ્રત્યક્ષ પરિણામ આવેલું જણાય છે, તે વિષે બે શબ્દ કહેવાની જરૂર મને લાગે છે. તે એ છે કે, એ હકીકતથી મંડળના સભાસદોમાં એવો જબરો ઉત્સાહ અને ઉલટ આવેલાં કે, જેઓ આજ સુધી આધ્યાત્મિક કામ ગુપચુપ કરતા હતા, તેઓએ શુદ્ધધર્મનો પ્રચાર કરવાને જગતમાં ફરવાનો નિશ્ચય કીધો અને એકલા હિન્દુસ્તાનમાં જ નહિ પણ બીજા દેશોમાં પણ લોકોના જીવનમાં સુધારા કરવાને અને તેથી તેમને સુખી કરવાને પ્રયત્ન કરવાનો પણ નિશ્ચય કીધો.

ઘણા જ આગળ વધેલા ચાર સભાસદો, નામે **शिवानन्द स्वामी, आत्रेयानन्द स्वामी** અને બીજા બે, જેઓ અંગ્રેજી ભાષામાં સારી રીતે નિપુણ છે,* તેઓ અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટસમાં કયારનાએ જઇ પહોંચ્યા છે અને આ દિશામાં અગ્ર નેતા તરીકે કામ શરૂ કર્યા અગાઉ ત્યાંની પરિસ્થિતિનો અભ્યાસ

કરે છે. આ સ્વામીઓ પોતે માથે લીધેલું કામ કરવાને સંપૂર્ણ યોગ્ય છે, એ વિચારતાં એવી ખરા મનથી આશા બંધાય છે કે એવા પવિત્ર નિષ્કલંક રહેણી કરણીવાળા કામ કરનારાઓ, જે સુધારાની હાલ સર્વત્ર અનિવાર્ય જરૂર છે, તે સુધારા કરવાના કાર્યને આગળ ધપાવશે. સર્વ સ્થળે એમ મનાય છે કે, નવો ધર્મ–સંદેશ ઘણા જ થોડા વખતમાં ફેલાશે અને તેથી સમાજના, દેશના અને કોમના દરેક વિષયમાં–જીવન વ્યવહારમાં—સંગીન અને લાભદાયક સુધારા થશે, જેથી માણુસ જાત જે સંકટોથી હાલ પીડાય છે ને રીબાય છે, તેમાંનાં ઘણાં સંકટોનો નાશ થશે અને તેને લઇને ભવિષ્યનાં કેટલાંક સૈકાઓ સુધી દરેક રીતે તેની સ્થિતિ સુધરેલી રહેશે. આવી આવી જે મોટી આશાઓ આ નવા ધર્મ–સંદેશના પ્રચારને અંગે બંધાય, તે આશાઓને સફળ કરવામાં, શ્રી ભગવાન નારાયણ કે જેમને નામે સ્વામીઓ હંમેશાં કામ કરે છે, તે ભગવાનની કૃપાથી તેઓનો નિઃસ્વાર્થ પરિશ્રમ મદદરૂપ થાઓ.

ગિંડી હાઉસ,<br>
મદ્રાસ.<br>
ડીસેંબર ૧૯૨૩.

(સહી) એસ. સુબ્રામનીઆ આયર.




शुभमस्तु सर्वजगताम् ।

ओं नमः श्री परमर्षिभ्यो योगिभ्यः ।

## ભાષાન્તર.

---

### भविष्य वाणी.

સમજુ માણુસો જાણે છે કે, શ્રી ભગવદ્દગીતામાં કહ્યા પ્રમાણે જ્યારે જ્યારે જગતમાં ધર્મનો લોપ થવા માંડે છે અને સન્ત પુરૂષો પીડા પામે છે, ત્યારે ત્યારે સત્યસંકલ્પ પરમાત્મા જેમને અધીન આ જગતનું તંત્ર છે, તેઓ જાતે અવતાર લે છે અથવા તો પોતાના અધિકારી યોગીઓમાંના કોઇના શરીરમાં પ્રવેશ કરી કામ કરે છે અને સર્વ દુઃખોનો નાશ કરીને જગતમાં ધર્મને સજીવન કરી તેનું રક્ષણ કરે છે.[૧]

દરેક વરસે વૈશાખ સુદ પૂનમે શુદ્ધ ધર્મ મંડળના સિદ્ધો, યોગીઓ, મહાયોગીઓ, ઋષિઓ અને મહર્ષિઓ હિમાલયમાં બદરીવનમાં **विशाल बदरीने** નામે ઓળખાતા ભાગમાં એકઠા થાય છે અને સદાસર્વદા જગતના પરમ હિતૈષીરૂપ તેઓ તે દિવસે ત્યાં મોટો ઉત્સવ કરે છે, તે વખતે તેઓ જગતના કલ્યાણને માટે પ્રાર્થના કરે છે અને આશીર્વાદ આપે છે. આ રીવાજ મુજબ પાંચસોમા સંકલ્પના[2] પહેલા વર્ષના વૈશાખ સુદ પૂનમે તા. ૩૦–૫–૧૮૯૩ ને દિવસે નિયમ મુજબ પ્રાર્થના કરવાનું અને આશીર્વાદ આપવાનું કામ પૂરૂં થતાં, ત્યાં હાજર થયેલા મહા યોગીઓની એક સભા મળી હતી. તે સભામાં **वज्रदेव**[3] નામના એક મહાસિદ્ધે ઉભા થઇ બે હાથ જોડીને નીચે પ્રમાણે કહ્યું—" ચારસેં ને છોતેરમા સંકલ્પના આરંભ પછી, એટલે સને ૧૩૧૭ પછી શુદ્ધ ધર્મના પ્રચારને માટે તેમજ શ્રી યોગ બ્રહ્મવિદ્યાના પ્રચારને માટે કેટલાક નાના મોટા અવતારો થઇ ગયા છે. વળી તેમણે સ્પષ્ટ કરીને વધુ જણાવ્યું કે, સનાતન શુદ્ધ ધર્મના પુનરૂદ્ધારને માટે અને તે ધર્મને દૃઢ પાયા ઉપર મૂકવાને માટે શ્રી નારાયણ ભગવાનના આવેશવાળા ૪૩ અવતારો, તેમના અનુપ્રવેશવાળા ૨૪ અવતારો અને **तेपान, बदर, नन्दभद्र, दशनाथ, रींखण, पंडार** અને **नाकयोगी** એ નામના સાત[4] અંશાવતારો, આ પ્રમાણે એકંદર ૭૪ અવતારો ઉપર કહેલા સંકલ્પ પછી થઇ ગયા છે. એ અવતારો જુદી જુદી જગાએ અને જુદા જુદા દેશમાં થયા હતા. તે અવતારોનો મૂળ ઉદ્દેશ પૂરો થયે તેઓ પોતપોતાની અસલ જગાએ પાછા ગયા છે અને પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત છે. તે પછી ઘણો કાળ થવાથી અને બીજાં કેટલાંક કારણોથી શુદ્ધ ધર્મનો પ્રભાવ ને પ્રચાર મંદ પડી જવાથી શ્રી ભગવાન નારાયણની ઇચ્છાનુસાર આ સનાતન શુદ્ધ ધર્મને પાછો સજીવન કરવા માટે જે પગલાં લેવા યોગ્ય હોય તે લેવાં જોઇએ, એ ગુરૂ

યોગી મહાત્માઓની ફરજ છે, એમ ભાષણ કર્તાએ તેમને ભાર મૂકીને જણાવ્યું.

જ્યારે સિદ્ધવજ્રદેવ પોતાનું બોલવું પૂરું કરી રહ્યા, એટલે શ્રી ભગવાન નારાયણથી આવેશ પામેલા બીજા સિદ્ધ **मुक्तदेव**[૫] સભા આગળ બોલવા લાગ્યા. પ્રથમના ભાષણકર્તાએ જે કંઇ કહ્યું હતું, તે બધું કબૂલ રાખીને તેઓ વધારામાં એમ બોલ્યા કે, આ બાહ્ય જગતમાં કોઇ એક પ્રતિષ્ઠિત માણસને પસંદ કરવો જોઇએ અને તેના દ્વારા બને ત્યાં સુધી જગતમાં શુદ્ધ ધર્મના પ્રતિપાલનને સજીવન કરવાને યત્ન કરવો, અને એ રીતે શ્રી પ્રભુનો સંકલ્પ સિદ્ધ કરવાને આવો માર્ગ લેવો ઘટે છે. વળી તેઓએ કહ્યું કે, આવા પુનરુદ્ધારનું કામ પાંચસોમાં સંકલ્પને અંતે ( સને ૧૯૧૭ થી ) શરૂ થઇ, તે પછી ઝડપથી ચાલશે અને પાંચસે ને એક સંકલ્પના બીજા વરસમાં એટલે સને ૧૯૧૯ માં શ્રી ભગવાન નારાયણનો અંશાવતાર ( ૭/૧૦૦ મો ભાગ ) એક સિદ્ધદ્વારા પ્રકટ થશે અને તેઓ શુદ્ધ ધર્મના સિદ્ધાન્તો ચારે દિશાએ ફેલાવશે, એટલા માટે આ મહાન પ્રસંગને માટે અગાઉથી તૈયારી કરવાને જે જે જરૂરનું હોય તે સારૂ બધાઓએ પ્રયત્ન કરવો જોઇએ. છેવટે તેઓ બોલ્યા કે, દરેક વૈશાખ સુદ પૂનમે શ્રી અવતારને ઉદ્દેશીને તેમના કાર્યની સફળતા માટે પ્રાર્થના કરવી. આ શબ્દો ત્યાં હાજર રહેલા મહાત્માઓએ આનંદથી વધાવી લીધા. શ્રી નારાયણ, શ્રી નરદેવ, શ્રીયોગદેવી, શ્રી દક્ષિણામૂર્તિ અને શ્રી કુમારોએ તે મહાત્માઓમાં આવેશ મૂકયો હતો. વિશાલ બદરીવનની તે સભા થયા પછી તેર વરસે એટલે પાંચસોમાં સંકલ્પના તેરમા વરસે સને ૧૯૦૬ માં, કોલ્લાગિરિમાં આવેલા શુદ્ધ ધર્મ મંડળના મથકે કેટલાક મહાત્માઓની બીજી સભા મળી. તેમાં પ્રમુખસ્થાને **यज्ञानन्द** સિદ્ધ હતા. તેઓ તે મથકના ઉપરી અધિકારી હતા. મહાત્મા ધર્મદેવે **પ્રથમ** ઉપર કહેલી વિશાલ બદરીવનમાં

ભરાયલી સભા વિષે સભાને યાદ આપીને કહ્યું કે, હવે બહારની દુનિયામાં યોગ્ય પુરૂષની પસંદગી કરવાનો વખત આવી ગયો છે, કે જેઓ શુદ્ધ ધર્મનો પ્રચાર કરવામાં નિમિત્તરૂપ થાય. વળી અધિકારી યોગીઓએ પોતાની યોગશક્તિની મદદથી જે કરવું ઘટે તે કરવું જોઇએ. વળી શ્રી અવતારને પ્રગટ થવાનો વખત છેક નજીક આવતો જાય છે તેથી મંડળના કામકાજની રીતમાં અમુક સુધારા દાખલ કરવાની જરૂર છે અને માણુસોના જીવનવ્યવહારમાં પણુ ઘણા સુધારાઓ તેમના ભલાની ખાતર કરવા પડશે. જ્યારે ધર્મદેવ બોલી રહ્યા ત્યારે ત્યાં હાજર રહેલા સાત યોગી મહાત્માઓએ પોતાની યોગશક્તિ દ્વારા તે બાબતમાં યોગ્ય કાર્ય કરવાનું પોતાને માથે લીધું.

---

## अवतार.

ઉપર કહી ગયેલા **विशाल बदरी** વનની સભામાં વૈશાખ સુદ પૂનમના ઉત્સવ વખતે ૩૨ મહાસિદ્ધો, સપ્તઋષિઓ[૬] અને મહાત્માઓની આગળ જ્યારે એવો સવાલ થયો કે, શ્રીઅવતારને રહેવાનું અને કામ કરવાનું સ્થૂળ શરીર જે સૂક્ષ્મ શરીરના ઉપર બંધાય છે તે સૂક્ષ્મ શરીરને માટે સૂક્ષ્મ પ્રકૃતિ જોઇએ તેનું શું કરવું ? એટલે **श्री रींवण** નામના મહાસિદ્ધે પોતાના અનેક કલ્પના તપવડે પ્રાપ્ત કરેલા પોતાના દૈવી[૭] પ્રકૃતિવાળા શરીરમાંથી તે આપવાને પોતાની ખુશી બતાવી અને તે વચન સૌએ વધાવી લીધું. તે મુજબ તે મહાસિદ્ધની દૈવી પ્રકૃતિનો જોઇતો અંશ એક દેવી તુલ્ય સ્ત્રીના ગર્ભાશયમાં યોગ્ય કાળે ગર્ભની સાથે વીંટાયો. તે સ્ત્રીનું નામ **गंगाबाई** છે અને મહારાષ્ટ્ર પ્રાંતના એક ગામના રહીશ અને ક્ષત્રિય જાતના સદાચારી ગૃહસ્થની સ્ત્રી

છે. માના ગર્ભાશયમાં તે શરીરની વૃદ્ધિ શુદ્ધ, અલૌકિક અને અદ્‌ભુત થઇ. આવા શુદ્ધ શરીરમાં શ્રીભગવાન **मित्रदेव** જેઓ જગતના ગુરૂ થવાના છે તેઓ તા. ૧૬-૧-૧૯૧૯ ને રોજ, એટલે **कालयुक्त** નામના સંવત્ ૧૯૭૫ ના પોષ સુદ પૂનમને વાર ગુરૂએ જન્મ્યા છે. તેમનો જન્મ થયા પછી થોડા જ વખતમાં ગંગાબાઇનો પતિ દેવલોક પામી ગયા હતા.

---

## रहेठाण फेर अने तेमनो जन्मोत्सव.

તા. ૧૪-૫-૧૯૧૯ ના વૈશાખ સુદ પૂનમને દિવસે, શ્રીબાળ અવતારને તેમની માતા સહિત મહાત્મા યોગીઓ કાળજીથી ઉછેરવાને માટે પોતાની સાથે તેમને ગામથી લેઇ ગયા અને હિમાલયમાં આવેલી **महागुहानी** સમીપમાં **सम्यक्‌वन**, **आम्रवन**, **महावन (ब्रह्मवन)**, **बकुलवन** અને **श्रीवन (बिल्ववन)**, એ નામનાં જે પાંચ વન આવેલાં છે, તેમાંના **बिल्ववनमां** તેમને આણ્યા. તે જ દિવસે શ્રીબાળ અવતારને કર્ણવેધ અને અન્નપ્રાશન નામના બે સંસ્કારો કરવામાં આવ્યા અને બે જંગી ઝાડોની વચ્ચે લુગડાનું ખોઇયું બાંધીને તેમાં સુવાડીને હીંચોળ્યા. આ જગાએ શ્રીઅવતાર કેટલોક વખત રહ્યા. અહીં **गमनक**[૮] નામે ઓળખાતા અન્તરિક્ષચર સિદ્ધ પુરૂષો અને **नर** નામનાં પક્ષીઓ તેમનું પોષણ કરતાં. ત્યાં મહાસિદ્ધો, સપ્તઋષિઓ અને મહાત્માઓ શ્રીબાળ અવતારના જન્મોત્સવનો એ વખતે આ સંસ્કાર કરતા હતા, તેથી કરીને તે વરસનો રૂઢિ મુજબનો વૈશાખ સુદ પૂનમનો ઉત્સવ એક માસ મુલતવી રાખેલો અને તેથી જેઠ સુદ પૂનમને દિવસે, તા. ૧૩-૬-૧૯૧૯ ના રોજ જન્મોત્સવ અને વૈશાખ સુદ પૂનમનો ઉત્સવ એમ બેઉ ઉત્સવો એકઠા ઉજવ્યા.

---

## महागुहामां प्रवेश अने पहेलुं तथा बीजुं संभाषण अने वासुदेव नामनी दीक्षा.

બીજે વરસે એટલે સને ૧૯૨૦ ના મે માસની તા. ૪ થીએ, વૈશાખ સુદ પૂનમને દિવસે શ્રી બાળ અવતારને તેમની માતાની દેખરેખ નીચેથી લેઇ લેવામાં આવ્યા, અને દસ મહાત્માઓ વારાફરતી તેમને महागुहामां લેઈ ગયા અને દરેક મહાત્મા તે વખતે નીચેનો અકેક માંગલિક શ્લોક બોલતા હતા—

मंगलं मित्रदेवाय गांगेयाय महात्मने ।
शुद्धधर्मरक्षणार्थ मवतीर्णाय मंगलम् ॥ १

ગંગાદેવીના પુત્ર, મહાત્મા મિત્રદેવનું કલ્યાણ થાઓ. શુદ્ધ ધર્મના રક્ષણને માટે અવતાર લીધેલા મિત્રદેવનું કલ્યાણ થાઓ.

एकपञ्चशततमे संकल्पे शुद्धलक्षणे ।
द्वितीये पर्वणि कलौ प्राप्तरूपाय मंगलम् ॥ २

શુદ્ધ ધર્મ મંડળમાં ચાલતા પાંચસો ને એકમા સંકલ્પના બીજા વરસમાં ( સને ૧૯૧૯ માં ) આ કલિયુગમાં અવતાર ધારણ કરનાર મિત્રદેવનું કલ્યાણ થાઓ.

प्रवृद्धे नास्तिके लोके धर्मे क्षीणे परावरे ।
सर्वेषां गुप्तये स्वात्तदिव्यदेहाय मंगलम् ॥ ३

નાસ્તિક લોકોની વૃદ્ધિ થયે અને નાના મોટા ધર્મનો લોપ થયે, સર્વની રક્ષા કરવાને માટે પોતાની મેળે દિવ્યદેહથી પ્રગટ થયેલા મિત્રદેવનું કલ્યાણ થાઓ.

सर्वलोकरक्षणार्थं संभूताय महौजसे ।
नारायणांशभूताय धर्मदेवाय मंगलम् ॥ ४

સર્વ લોકના રક્ષણુને માટે અવતાર ધારણ કરનાર, મહા તેજસ્વી, શ્રી નારાયણ ભગવાનના અંશભૂત, ધર્મસ્વરૂપ, મિત્રદેવનું કલ્યાણ થાઓ.

**महात्मना रींखणेन चिरं स्वतपसार्जिताम् ।**
**देवीं तनुमधिष्ठाय संजातार्याय मंगलम् ॥ ५**

મહાસિદ્ધ રીંખણે અનેક કલ્પના તપ વડે પ્રાપ્ત કરેલા દૈવી પ્રકૃતિવાળા શરીરને ધારણ કરી પ્રગટ થયેલા, પૂજ્ય ગુરૂરૂપ, મિત્રદેવનું કલ્યાણ થાઓ.

**शुद्धयोगब्रह्मविद्यां धर्मं चैव सनातनम् ।**
**लोकाञ् शाधीत्यर्थिताय योगदेव्या हि मंगलम् ॥ ६**

શુદ્ધ યોગ–બ્રહ્મ–વિદ્યાનો અને સનાતન ધર્મનો લોકોને ઉપદેશ આપો, એ પ્રકારની શ્રી યોગદેવીથી આજ્ઞા પામેલા મિત્ર-દેવનું કલ્યાણ થાઓ.

**प्रपन्नकल्पतरवे प्रधानगुणशालिने ।**
**प्रच्छन्नशुद्धतपसे ब्रह्मदेवाय मंगलम् ॥ ७**

શરણાગતની સર્વ ઇચ્છાઓ પૂરી પાડનાર, લોકહિતને માટે પ્રકૃતિની પેઠે પ્રધાનપણે નિત્ય નિરંતર કાર્ય કરનાર, પોતાના શુદ્ધ તપ વડે લોકોને ગુપ્ત રીતે પ્રેરણા કરનાર, બ્રહ્મસ્વરૂપ મિત્રદેવનું કલ્યાણ થાઓ.

**पुण्यश्लोकाय धीराय परिपूर्णगुणात्मने ।**
**शुद्धानन्दाय कान्ताय शुद्धदेवाय मंगलम् ॥ ८**

પુણ્યશાલી પુરૂષો જેની સ્તુતિ કરે છે, જે યોગમાં પારંગત છે, જેનામાં લોકહિતના કાર્ય માટે જરૂરી સર્વ શુભ ગુણો છે, જે શુદ્ધ આનંદમાં મસ્ત છે, જેને સર્વે ચાહે છે, અને જે શુદ્ધ

ધર્મનો ઉપદેશ કરનાર છે, એવા મિત્રદેવનું કલ્યાણ થાઓ.

**सत्याय सत्यकामाय सत्यदंडाय योगिने !**
**सत्यस्थानाय सत्यार्च्यपादपीठाय मंगलम् ॥ ९**

જેઓ સત્યસ્વરૂપ છે, જેઓની ઇચ્છા માત્ર સત્ય છે, જેઓ જગતના હિતનું કામ કરનારા છે, જેઓ ઉત્તમ યોગમાં સિદ્ધ છે, જેઓ સત્યને જ વળગી રહેનારા છે, જેઓનાં પગની સત્યવાદી લોકો પૂજા કરે છે, એવા મિત્રદેવનું કલ્યાણ થાઓ.

**कलौ योगामृतं शुद्धं सर्वभोग्यं सनातनम् ।**
**लोकान् सर्वान् प्राशयते महाचार्याय मंगलम् ॥ १०**

આ કલિયુગમાં શુદ્ધ, સર્વ ભોગવી શકે એવું, સનાતન, યોગરૂપ અમૃત સર્વ લોકને પીવડાવનાર (પહોંચાડનાર), એવા મહાગુરૂ મિત્રદેવનું કલ્યાણ થાઓ.

આ પછી મહાગુહામાં **वासुदेव** નામની મોટી દીક્ષા શ્રી અવતારને આપવામાં આવી. સાધારણ બાબતમાં જેમ બને છે તેમ મંત્રોવડે ક્રિયા કર્યા વિના તે દીક્ષા આપવામાં આવી હતી. ગર્ભમાં વાસ કરવાથી જે અશુદ્ધિ આવે છે તે અશુદ્ધિ દૂર કરવાને માટે એ દીક્ષા આપવાનો હેતુ હતો. આ દીક્ષા પછી શ્રી અવતાર મહાગુહામાં રહ્યા હતા, તે દરમ્યાન શ્રી રીંખણ સિદ્ધે વિનંતી કરવાથી તેમણે પોતાનું પહેલું સંભાષણ તા. ૨૨-૧૦-૨૦ ને રોજ આપ્યું હતું. તે સામાન્ય રીતે **शुद्ध धर्म** વિષે હતું. તે વખતે લગભગ સો મહાત્માઓ અને **कालदेव, सुब्रह्मण्य,** અને **देवापि** એ ત્રણ લોકેશ્વર હાજર હતા. તેમનું બીજું સંભાષણ તા. ૨૩-૧-૨૧ ના રોજ થયું હતું. **अधिकार पुरुषोनुं भविष्यनुं काम,** એ વિષય હતો.

**શ્રીવનમાં પાછા આવવું અને ત્રીજું તથા ચોથું સંભાષણ.**

તા. ૨૧-૫-૨૧ ને રોજ વૈશાખ સુદ પૂનમને દિવસે તેમને **મહાગુહામાંથી શ્રીવનમાં** પાછા લેઈ આવ્યા. તે સમયે શ્રીયોગ દેવી તે પ્રસંગને અનુકૂળ માનુષ શરીર ધારણ કરીને ત્યાં પધાર્યાં હતાં અને તેમણે શ્રી અવતારની પ્રાર્થના કરવા માટે નીચલો મંત્ર કૃપા કરીને આપ્યો—

**ओं नमो मित्रदेवाय गुरवे ब्रह्मवर्चसे।**
**उपासे त्वां शुद्धधर्मसिद्धयेऽमलचेतसा ॥**
**तच्छुद्धं मित्रदेवस्य तेजः सत्यं सुधीमहि ।**
**नारायणपरा दिव्या धियो यन्नः प्रचोदयात् ॥**
**ओं ओं ओं न्हीं हिं मं नमः ॥**

ઓં, હે જગદ્‌ગુરૂ, બ્રહ્મતેજવાળા મિત્રદેવ, આપને ભક્તિ-શ્રદ્ધા સાથે નમસ્કાર છે. હે મિત્રદેવ, શુદ્ધ ધર્મ ગ્રહણ કરવાને અને તે ધર્મમય જીવન કરવાને માટે નમ્રપણે નિર્મળ મનથી આપને શરણે આવું છું. હે ભગવન મિત્રદેવ, અમે આપના શુદ્ધ સત્ય તેજનું ઘણા પ્રેમથી ધ્યાન કરીએ છીએ. તે તેજ અમારી બુદ્ધિઓને જાગ્રત કરો, પ્રકાશિત કરો, વિવેકશીલ કરો, દિવ્ય, સૂક્ષ્મ કરો, જેથી અમને **सर्व वासुदेव** છે, એવો પ્રત્યક્ષ અનુભવ થાય.

**ओं ओं ओं न्हीं हिं मं नमः ॥**

શ્રીયોગેદેવીએ વળી આજ્ઞા કરીને કહ્યું કે લૌકિક તેમજ આધ્યાત્મિક એ બેઉ પ્રગતિ, ઉન્નતિને માટે મંડળના તમામ માણસોએ દરેક વૈશાખ સુદ પૂનમ ઉપરાંત હરરોજ આ શ્લોકનો પાઠ કરવો.

તા. ૧૧-૧૦-૨૧ ને રોજ શ્રીઅવતારે ત્રીજું સંભાષણ કર્યું. **ચાલુ જમાનાનો ધર્મ** એ વિષય હતો. તે પછી થોડા વખતમાં

તેમને **महावनमां** રહેવા લેઈ ગયા. ત્યાં તેમણે તા. ૧૩-૧-૨૨ ને રોજ **चोथुं संभाषण** આપ્યું. **भविष्यना धर्ममां शा शा फेरफारनी जरूर** છે એ વિષય હતો. આ બધાં સંભાષણો **शंबल** ગામના મહાત્માઓએ નોંધી રાખ્યાં છે. તેઓ અને **ब्रह्मल** ગામના ૧૩૬ મહાત્માઓ તે વખતે હાજર હતા. આ સભામાં શ્રી ભગવાન નારાયણે અને શ્રી યોગદેવીએ ત્યાં હાજર રહેલા કેટલાક મહાત્માઓમાં આવેશ મૂકયો હતો અને સંભાષણને અંતે સુગંધી ફૂલોની વૃષ્ટિ થઇ હતી.

---

### श्रीअवतारने योगदेवी दीक्षा.

સાત મોટી દીક્ષાઓમાં આ દીક્ષા મોટામાં મોટી છે, અને શ્રી ભગવાન મિત્રદેવને આ દીક્ષા તા. ૧૧-૫-૨૨ ને રોજ આપવામાં આવી હતી. આ ક્રિયા વખતે યજ્ઞ કરવા માટે **ब्रह्मवनमां** આવેલા **अमृतसरः** નામના સરોવરને કાંઠે એક મોટો ભવ્ય મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. તે યજ્ઞ તા. ૨-૫-૨૨ ને રોજ શરૂ થઇ નવ દિવસ સુધી ચાલ્યો હતો. દસમે દિવસે વૈશાખ સુદ પૂનમે સવારના છને સુમારે શ્રીયોગદેવી તે અવસરને યોગ્ય સ્થૂલ શરીર ધારણ કરીને તે જગાએ પ્રગટ થયાં હતાં અને તે સરોવરને જે ૧૦૮ પગથીઆં છે તેમાંના નીચેથી ઉપરના સાતમા પગથીએ ઉભાં રહ્યાં. પછી શ્રીબાળ અવતારને તેમના હાથમાં આપવામાં આવ્યા અને તે વખતે તેમનો અભિષેક ૭ ઋષિઓએ, ૧૩૬ મહાત્માઓએ, ૩૨ સિદ્ધોમાંથી ૭ સિદ્ધોએ, બ્રહ્મલ ગામના બધા અધિકારીઓએ, ૪૭ બીજા સિદ્ધોએ અને ૩૪૦ યોગીઓએ કર્યો હતો.

તે પછી શ્રી યોગદેવીએ શ્રી અવતારને પોતાના ડાબા હાથ ઉપર રાખી, પોતાના જમણા હાથની હથેલી તેમના માથે

મૂકીને તેમને દીક્ષા આપી. તે વખતે શીતલ ચકચકિત પ્રકાશ નીકળ્યો, જે લગભગ પાંચસો માઇલિના વિસ્તાર સુધી ફેલાયો અને ફૂલ તથા દૂધની વૃષ્ટિ થઇ.

શ્રી અવતારના કપાળમાંથી પ્રકાશનું એક કિરણ નીકળીને પૂનમના રોજના ઉગતા ચંદ્ર જેટલું તેનું કદ થઇને આકાશમાં ઉંચે ગયું અને હજાર માઇલિના ઘેરાવા સુધી ત્રણ વાર ફરીને તે કિરણ પાછું આવ્યું અને શ્રી યોગદેવીના શ્રી અવતારને માથે રાખેલા જમણા હાથમાં સમાઇ ગયું. શ્રી મિત્રદેવના શરીરનો જેવો રંગ છે, તેવો રંગ તે કિરણનો હતો અને તેનું વર્ણન સારામાં સારી રીતે એમ કરી શકાય કે સફેદ રંગના સાત ભાગમાં એક ભાગ રાતો નાંખેથી જેવો રંગ થાય તેવો તે રંગ હતો.

મહાત્માઓએ પોતાના વાર્ષિક હેવાલના પુસ્તકમાં એવી નોંધ લખી છે કે, કેટલીક જગાએ તો જે સ્ત્રીપુરૂષો શુદ્ધ મનવાળાં અને શુદ્ધ જીવન–વ્યવહારવાળાં હતાં, તેમને તેજ વખતે દીક્ષા આપવામાં આવી હતી અને શુદ્ધ ધર્મ મંડળના કેટલાક સભાસદોને તે કિરણ બાળકરૂપે દેખાયું હતું અને તે દિવસે પૃથ્વી ઉપર બધે સમી સાંજને વખતે તે પ્રકાશ જોઇ શકાય એવો હતો, કારણ કે તે અસાધારણ અને વિચિત્ર દેખાવ હતો. એજ દિવસે શ્રી અવતારને જન્મ થયા પછી પહેલી જ વાર જમીનને અડકવા દેવામાં આવ્યા હતા. તે વખતે તેમની ઉમ્મર ચાર વરસની થઇ હતી.

---

## पांचमुं अने छट्ठुं संभाषण.

શ્રી બાળ અવતારે પાંચમું સંભાષણ તા. ૩૦–૯–૨૨ ને રોજ કર્યું અને તેનો વિષય **योगब्रह्मविद्या** અને તે **विद्याना**

प्रचारथी जगतने शा शा लाभ थशे એ હતો. તેમનું છઠ્ઠું સંભાષણ તા. ૨-૧-૨૩ ને રોજ થયું હતું. તેનો વિષય पोताना कार्यनो उद्देश એ હતો. પછી તેઓશ્રીએ આ નવા ધર્મ-સંદેશાનો હેતુ વિસ્તારથી સમજાવ્યો હતો અને પોતાના કાર્યના ફેલાવાને માટે મંડળના સભાસદોની શી શી ફરજો છે તે વિષે બોલ્યા હતા. તે પછી નીચેના ઠરાવો થયા હતાઃ—

१. મિત્રવૃંદ નામનું એક મંડળ સ્થાપવું;

२. તે મંડળમાં દાખલ થનારા ઉમેદવારોને દીક્ષા આપવા માટે જુદે જુદે સ્થળે અધિકારી નીમવા;

३. અધિકારી મહાત્માઓની હાલ જ્યાં પીઠો (મથક) છે, ત્યાંથી ખસેડવાને ગોઠવણ કરવી અને ત્યાં નવા શંકુઓ દાખલ કરવા અને તે મથકોને શક્તિસંપન્ન કરવાં ( એટલે ત્યાં એવું શુદ્ધ વાતાવરણ ઉભું કરવું કે જે કોઈ તે વાતાવરણની હદમાં આવે, તેનામાં એકદમ શુદ્ધ પવિત્ર ભાવ ઉત્પન્ન થાય અને ત્યાં તેને શાંતિ મળે. );

४. શુદ્ધ ધર્મના પ્રચારના કામમાં રોકાયલા શિષ્યો અને સભાસદોને ઉત્સાહ મળે એવાં સાધનો યોજવાં;

५. આ દેશમાં તેમજ પરદેશમાં બધા મળીને ૨૪ યોગાશ્રમો સ્થાપવા;

६. જુદે જુદે સ્થળે શુદ્ધ ધર્મનો પ્રચાર કરનાર મહાત્માઓને લેખી સનંદો આપવી.

## भविष्यमां थनारा अवतारोने मदद करवाने अने मित्रवृंदनी स्थापना करवाने महायज्ञनो समारंभ.

શ્રી ભગવાન મિત્રદેવના જન્મના પાંચમા વરસના પાંચમા મહિનાના પાંચ દિવસ વીત્યા પછી ( તા. ૩૦–૪–૨૩ ને રોજ ) આ યજ્ઞનો આરંભ કરવામાં આવ્યો હતો. તે યજ્ઞના આરંભથી તે અન્ત સુધીના વખતમાં શ્રી ભગવાન મિત્રદેવ બીજા કેટલાક મહાત્માઓની સાથે **ब्रह्मवनमां** સમાધિમાં[૯] રહ્યા હતા અને **वज्रदेव** [૧૦] અને **रत्नदेव** નામના બે યોગીઓમાં આવેશ મૂકયો હતો. તે બેઉ યોગીઓ તેમના પ્રતિનિધિ તરિકે યજ્ઞમાં કામ કરતા હતા. તે બેમાંના એક યોગીમાં તે વખતે નારી જાતિનો ભાવ અધિક હતો, જો કે બીજા યોગીની પેઠે દેખાવમાં તો પુરૂષ જેવા લાગતા. તે મહાયજ્ઞના અનુષ્ઠાન વખતે, ૨૪ સિદ્ધો, આનંદાશ્રમમાં પહોંચેલા ૨૪ મહાપુરૂષો અને તે આશ્રમથી નીચલા આશ્રમવાળા ૧૨ પુરૂષો, ૨૪ મહાયોગીઓ અને ૨૪ મહાઋષિઓ, એટલા એકઠા થયા હતા. આ હાજર થયેલા અને અધિકારી તરીકે કામ કરનારા બે યોગીઓ મળીને ૧૧૦ જણ હાજર હતા. અહીં તા. ૪–૫–૨૩ ને રોજ **मित्रवृंद** નામનું એક મુખ્ય યંત્ર અને તે મંડળના જુદા જુદા સભાસદોને શરીર ઉપર ધારણ કરવા માટે બીજાં નાનાં ૬૪ યંત્રોને સંસ્કાર વિધિથી પવિત્ર બનાવ્યાં હતાં. આ યજ્ઞ બંગાળામાં આવેલા મંડળના મથક આગળ કરવામાં આવ્યો હતો, અને **अवभृथ** એટલે છેલ્લી પૂર્ણાહુતિની ક્રિયા હિમાલયની તળેટીમાં તે મથકથી પૂર્વ દિશામાં એક જગાએ કરવામાં આવી હતી. આ અવભૃથની ક્રિયા ત્રણ હિસ્સે કરવામાં આવી હતી. પ્રથમ હિસ્સાની ક્રિયા તો શ્રી ભગવાન મિત્રદેવના પોતાના સંબંધમાં અહીં બાહ્ય વિધિસર કરેલી, પણ પછીથી **ब्रह्मवनमां** ખરી રીતે કરેલી. બીજા હિસ્સાની ક્રિયા તે બે યોગી-

ઓને માટે અને મંડળના બીજા અધિકારીઓને માટે તા. ૩–૭–૨૩ ને રોજ કરેલી, તેમાં તે બેઉ યોગીઓએ ભાગ લીધો હતો. ત્રીજા હિસ્સાની ક્રિયા મંડળના બીજા બાકીના સભાસદોના લાભાર્થે તા. ૬–૭–૨૩ ને રોજ કરવામાં આવેલી.

તે અવભૃથના બીજા હિસ્સાની ક્રિયા પૂરી થયે, બીજા ત્રણ મહાત્માઓ, નામે **वैदुर्यदेव, मुक्तदेव** અને **प्रवालदेव,**[११] તે અવભૃથની જગાએ આવી પહોંચેલા, અને તા. ૬–૭–૨૩ ને રોજ બધા સભાસદોને માટેના સામાન્ય અવભૃથની થયેલી ક્રિયામાં તે પાંચે મહાત્માઓએ ભાગ લીધો હતો.

અવભૃથની ત્રીજી ક્રિયા વખતે ત્યાં હાજર રહેલા મહાત્માઓની વચ્ચે આસન, મુગટ, પહોંચી, કડું, મોતીનો હાર, બીજી બધી જાતના કીંમતી હીરામાણેક વગેરેના હાર, સોનાનાં ઘરેણાં, અને સોનાનાં વાસણો શ્રી ભગવાન મિત્રદેવના ઉપયોગ માટે હાજર રાખવામાં આવ્યાં હતાં અને એ બધાં ઉપર પવિત્ર પાણી છાંટી તેને પવિત્ર કરવામાં આવ્યાં હતાં. શ્રી અવતારની અવભૃથ નામની ક્રિયા ખરી રીતે **महावनमां** તા. ૧૯–૧૦–૨૩ ને રોજ કરવામાં આવી હતી.

એક જંગી વડના ઝાડ નીચે સોનાના આસન ઉપર શ્રી અવતારને બેસાડયા હતા. તેમની આગળ સોનાનું કમંડળ અને સોનાનો યોગદંડ હતાં. તેમણે તદ્દન સોનેરી તારનું બનાવેલું વસ્ત્ર ઓઢયું હતું અને એમના શરીર ઉપર મોતીના હાર હતા. એમની પાછળ બે સિદ્ધ કન્યાઓ ઉભી રહી હતી, અને શ્રી યોગદેવીએ પોતે જાતે તેમનો અભિષેક કર્યો હતો. ઉત્તર બદરીવનમાં પોતાના અસલ સ્વરૂપમાં વિરાજમાન શ્રી નારાયણ ભગવાન અને શ્રી યોગદેવીના અભિષેકમાં જે જળ વાપરેલું, તેજ જળ શ્રી મિત્રદેવના અભિષેક વખતે વાપરેલું. શ્રી અવતારનો આ અભિષેક

યોગાભિષેક તરીકે ઓળખાય છે અને તે ક્રિયા નવરાત્રમાં ઉજવેલી, કે જે વખતે શ્રી મિત્રદેવે શ્રી યોગદેવીની નવરાત્રની પૂજા કરી હતી.

તે વખતે હાજર રહેલા સિદ્ધ મહાત્માઓએ શ્રી મિત્રદેવની સ્તુતિ નીચેના થોડાક શ્લોકો વડે કરી હતી—

प्रपद्ये पुंडरीकाक्षं मित्रदेवं जगद् गुरुम् ।
सव्यं पादं प्रसार्यार्च्यं सिद्धैः सर्वैर्महात्मभिः ॥ १.
दक्षिणं कुंचयित्वांघ्रिं हैमयोगासने वरे ॥
आसीनं कोमलं बालं मन्दस्मितमुखाम्बुजम् ॥ २.
निधाय सव्यहस्ताब्जं सव्यजानुनि दक्षिणे ।
हस्ताब्जे ज्ञानमुद्रां च वहन्तं ब्राह्मतेजसा ॥ ३.
ज्वलन्तं सिद्धकन्याभ्यां योगिभिश्च महात्मभिः ।
सिद्धै महर्षिभिश्चैव दासतीर्थादिभि स्तथा ॥ ४.
स्तुतं गीर्भिश्च दिव्याभि र्हेमकंकणवाससम् ।
मुक्ताहाराञ्चितोरस्कं दिव्यमंगलविग्रहम् ॥ ५.
योगदंडधरं शान्तं शातकुंभकमण्डलुम् ।
श्रिया परमया दीप्तं चेतसा हि विभावये ॥ ६ .

અર્થ—જેમનાં કમળ સરખાં નેત્ર છે, જે જગતના ગુરૂ છે, જેમણે ડાબો પગ લાંબો કર્યો છે, જેમની સર્વે સિદ્ધ અને મહાત્માઓ પૂજા કરે છે, જેમણે જમણા પગની પાની ડાબા પગ નીચે વાળી છે, જેઓ સોનાના ઉત્તમ યોગાસન ઉપર બેઠા છે, જેઓ નાજુક દેખાય છે, જેઓ બાળક છે, જેમના કમળ સરખા સુંદર મુખ ઉપર મંદહાસ્ય ઝળકી રહ્યું છે, જેમણે ડાબો હાથ ડાબી સાથળ ઉપર મૂકયો છે, જેમણે જમણા હાથની આંગળીઓ

વડે જ્ઞાનમુદ્રા કરી છે, જેઓ બ્રાહ્મ તેજથી પ્રકાશી રહ્યા છે, જેમની બે સિદ્ધ કન્યાઓ, યોગીઓ, મહાત્માઓ, સિદ્ધો, મહર્ષિઓ તથા દાસતીર્થાદિ આશ્રમમાં પહોંચેલા પુરૂષો દિવ્ય વાણીમાં સ્તુતિ કરી રહ્યા છે, જેમણે સોનાનાં અલંકાર તથા વસ્ત્ર પહેરેલાં છે, જેમની છાતી ઉપર મુક્તાહાર શોભી રહ્યો છે, જેમનું શરીર દિવ્ય અને માંગલિક છે, જેમના હાથમાં યોગદંડ છે, જેઓ શાન્ત છે, જેમની આગળ સોનાનું કમંડળ છે અને જેઓ અતિશય શોભાથી ઝળકી રહ્યા છે, એવા શ્રી મિત્રદેવને શરણે હું જાઉં છું અને મનમાં તેમનું ધ્યાન ધરૂં છું.

તે વખતના શ્રી અવતારના દેખાવનું વર્ણન ઉપલા શ્લોકો-માં છે. સને ૧૯૨૩ ના વરસની નવરાત્ર ખાસ પવિત્ર છે, કારણકે તે વખતે શ્રી અવતારનો યોગાભિષેક થયો હતો અને વળી તે વખતે હમેશની શ્રીયોગદેવીની પૂજા તેમણે પંડે કરી હતી. જેમની સેવામાં મહાત્મા, યોગીઓ અને બીજા આગળ વધેલા પુરૂષો નિત્ય નિરંતર હાજર રહે છે, એવા શ્રી ભગવાન મિત્રદેવ જગતમાત્રનું સર્વદા કલ્યાણ કરવાને તત્પર હોઈ અદ્યાપિ પર્યંત તેઓશ્રી **महावनमां** નિવાસ કરે છે.

**शुभमस्तु सर्वजगताम् ॥**




शुभमस्तु सर्वजगताम् ।

ओं नमः श्रीपरमर्षिभ्यो योगिभ्यः ॥

## પરિશિષ્ટ-૧

### मित्रवृन्द.

જેઓ શુદ્ધ ધર્મ મંડળના સભાસદ થયા હોય, તેઓ જ એકલા આ મિત્રવૃંદમાં દાખલ થઇ શકે છે. આ વૃંદના સેવકોએ પોતાના શરીર ઉપર સોનાનું યંત્ર જરૂર પહેરવું.

૨. તે યંત્ર નિરન્તર પૂર્ણ શ્રદ્ધાથી પહેરી રાખવાથી, પ્રગટ થયેલા જગદ્ગુરૂ શ્રી ભગવાન **मित्रदेवनी** શુભ આશિષ તે પહેરનારને હમેશાં મળતી રહે છે. તે યંત્ર અકસ્માત, આફત કે ભયંકર શરીરના વ્યાધિમાંથી રક્ષણ કરે છે, એટલું જ નહીં, પણ વળી સાંસારિક, અને આધ્યાત્મિક ઉન્નતિ, સુખ અને શાંતિ પણ આપે છે અને રક્ષણ કરે છે.

૩. તે યંત્ર ઉપર **बीजाक्षरो** કોતરેલા છે. તેનું ચોખ્ખી ત્રણ ગીની જેટલું વજન છે, અને તેની કીંમત એક સો રૂપિઆ પડે છે. તેમાં સોનાની કીંમત, ઘડામણ અને સંસ્કાર-વિધિ કરવાનું ખરચ આવી જાય છે. હિંદુસ્તાનની બહારના ઉમેદવારોને તે યંત્ર માટે આઠ ગીની પડશે. તેમાં સોનાની કીંમત, ઘડામણ અને સંસ્કાર-વિધિનું કરવાનું ખરચ તેમજ માલિકને પહોંચાડતી

વખતનું પોસ્ટનું ખરચ અને બીજું પરચુરણ ખરચ આવી જાય છે.

૪. મિત્રવૃંદમાં દાખલ થયેલા ઉમેદવારોને તે યંત્રની સાથે એક નાની ચોપડી તેમજ તે વૃંદનું સરટિફિકેટ મોકલવામાં આવશે. તે ચોપડીમાં તે યંત્રના ઉપયોગ વિષે અને તેની પૂજા વિષે સૂચના આપેલી છે.

આ વૃંદમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારોએ નીચે લખેલા પંડિતજીને નામે અરજી મોકલવી તેમજ તેમના ઉપર અગાઉથી પૈસા મોકલવા.

**“ પંડિત કે. ટિ. શ્રીનિવાસાચાર્ય,**
**શુદ્ધ ધર્મ મંડલ, વિદ્યાલય,**
પુરસ્વાકમ, મદ્રાસ. ”

તા. ૨૧–૧–૧૯૨૪.

તા. ક. હિન્દુસ્તાનની બહારના, એટલે, ઇંગ્લાંડ, અમેરીકા, સીલોન વગેરે સ્થળે રહેનારા ઉમેદવારોએ પોતાના રોકડાં નાણાં કરન્સી નોટમાં અથવા હુંડીમાં ટપાલમાં રજીસ્ટર કરી તથા વીમો ઉતરાવીને બરાબર મોકલવાં, પણ ખાસ કરીને મની ઓર્ડરથી મોકલવાં નહીં.

---

## પરિશિષ્ટ–૨.

( પાછલા લખાણમાં જે શબ્દો ઉપર અંક લખેલ છે, તેની સમજુતી અહીં આપેલી છે. )

(૧) **यदा यदा हि धर्मस्य ग्लानि र्भवति भारत ।**
**अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

જ્યારે જ્યારે ધર્મનો લોપ થવા માંડે છે અને અધર્મની

વૃદ્ધિ થવા માંડે છે, ત્યારે ત્યારે હું મારા અંશવાળા મહા સમર્થ પુરૂષોને જગતમાં મોકલું છું. દરેક પેટાયુગની સંધિ વખતે સંત પુરૂષોના રક્ષણને માટે અને પાપીઓના વિનાશને માટે તેમજ સનાતન ધર્મનું પુનઃ સ્થાપન કરવાને માટે હું આ જગતમાં આવું છું.

(૨) **संकल्प** એ શુદ્ધ ધર્મ મંડળના સભાસદોને કાળ ગણવાનું એક ધોરણ છે. એક સંકલ્પમાં ૨૪ વરસ ગણાય છે. અને દરેક વર્ષને **पर्व** કહે છે. સને ૧૯૧૭ સુધીમાં આવા પાંચસો સંકલ્પ વીતી ગયા છે, અને હાલ પાંચસો ને એકમો સંકલ્પ ચાલે છે. એ મંડળમાં દરેક વરસની વૈશાખ સુદ પૂનમથી નવું વરસ શરૂ થાય છે અને પછીના વરસની વૈશાખ સુદ ચૌદસે તે વરસ પૂરૂં થાય છે.

(૩) **वज्रदेव**—બત્રીસ મહાસિદ્ધોમાંના **मधुच्यन्द** નામના સિદ્ધ છે. નીચેના શ્લોકનો બીજો અક્ષર એ એમના નામનો પહેલો અક્ષર છે—

**नमस्ते नरदेवाय नमो नारायणाय च ।**
**बदरीवननाथाय योगिनां पतये नमः ॥**

આ શ્લોક નર-નારાયણને નમસ્કાર કરવાનો છે, પણ એમાં એવી ખુબી રાખેલી છે કે, તે શ્લોકનો દરેક અક્ષર તે બત્રીસ સિદ્ધોના નામનો આરંભનો અક્ષર અનુક્રમે છે.

(૪) **तेपान**—ઉપલા શ્લોકનો ત્રીજો અક્ષર એમના નામનો પહેલો અક્ષર છે. તેમણે હરદ્વાર આગળ બૌદ્ધ સાધુનો અવતાર લીધો હતો.

**बदर**—ઉપલા શ્લોકનો સત્તરમો અક્ષર એમના નામનો પહેલો અક્ષર છે. તેમણે વિદેશમાં અવતાર લીધો હતો.

**नन्दभद्र**—ઉપલા શ્લોકનો એકત્રીસમો અક્ષર તેમના નામનો પહેલો અક્ષર છે. તેમણે પણ વિદેશમાં અવતાર લીધો હતો.

**दशनाथ**—ઉપલા શ્લોકનો અઢારમો અક્ષર એમના નામનો

પહેલો અક્ષર છે. તેમણે મહાપ્રભુ **गौरांग** ( **चैतन्य** ) તરીકે અવતાર લીધો હતો.

**रींखण**—ઉપલા શ્લોકનો ઓગણીસમો અક્ષર એમના નામનો પહેલો અક્ષર છે. તેમણે મદ્રાસ ઇલાકામાં ત્રિચિનાપલ્લી પ્રાંતમાં એક સંન્યાસી તરીકે અવતાર લીધો હતો.

**पंडार**—પનસ નામના મહાસિદ્ધની સાથે કામ કરનાર એક અધિકારી યોગીનું નામ છે. તેમણે મદ્રાસ ઇલાકામાં, ચિદંબરમાં **कलंगुलि रामलिंग स्वामी** તરીકે અવતાર લીધો હતો.

**नाकयोगी**—એમનો અવતાર મદ્રાસ ઇલાકામાં તાંજોર પ્રાંતના **नाक** નામના ગામમાં થયો હતો.

(૫) **मुक्तदेव**—ઉપર કહી ગયેલ **तेपान** નામના સિદ્ધનું નામ છે.

(૬) **सप्तर्षि**—તેમનાં નામ **नारद-वामदेव-कश्यप-चण्डभानु -कालदेव-सुब्रह्मण्य-देवापि** એ પ્રમાણે છે અને તેઓ અનુક્રમે સત્ય, તપઃ, જન, મહઃ, સ્વઃ, ભુવઃ, અને ભૂઃ-એ સાત લોકના ઈશ્વર છે.

(૭) **दैवी प्रकृति**—જડચેતનાત્મક જગત અને તેના નિયન્તાઓ એ સર્વ **ब्रह्मशक्ति**ને અધીન છે, તે શક્તિ **आत्मशक्ति** તેમજ **माया** પણ કહેવાય છે. શુદ્ધ ધર્મના આચાર્યોના મત પ્રમાણે **माया** શબ્દ બ્રહ્મશક્તિના સંબંધમાં જ વપરાય છે, અને હાલના વેદાન્તીઓની પેઠે તેઓ **माया**નો અર્થ **मिथ्या** (Illusion, Unreality) માનતા નથી. જેમ બ્રહ્મની બીજી શક્તિઓ સાચી છે તેમ **माया** શક્તિ પણ સાચી છે. બ્રહ્મની માયા શક્તિનાં ત્રણ સ્વરૂપો છે, તેનાં નામ **दैवीमाया**, **एषामाया**, અને **गुणमयी माया** એવાં છે. ( આ નામ ગીતાના અ. ૭, શ્લો. ૧૪ માં આવેલાં છે, પણ હાલના ટીકાકારોમાંનો કોઇ પણ તે ત્રણે નામ જુદાં ગણતો નથી, પણ તે ત્રણે શબ્દોને માયાનાં વિશેષણ ગણે

છે, એ ભૂલ છે એમ જાણવું. ). હવે દૈવી માયા એ પરમાત્માની શક્તિ છે, તે શક્તિ વડે તે પોતે બ્રહ્માંડમાં પોતાનું કામ કરે છે. **एषा** નામની માયા એ અવતારી પુરૂષોમાં તેમજ મુક્ત થયેલ અને અધિકાર પદમાં સ્થિત થયેલ પુરૂષોમાં હોય છે અને તે શક્તિ દ્વારા તેઓ પરબ્રહ્મની આરાધના કરે છે, અને **गुणमयी** નામની માયા આપણુ સર્વમાં હોય છે.

દરેક શક્તિને કામ કરવાને અધિષ્ઠાન (આશ્રય) હોવું જોઇએ અને તેવું અધિષ્ઠાન **प्रकृति** છે. ત્રણુ જાતની માયા શક્તિ હોવાથી પ્રકૃતિ પણુ ત્રણુ જાતની છે, જેમકે **दैवी, कल्याणी** ( કે **एषा** ) અને **सरूपा** ( કે **गुणमयी** ). દૈવી શક્તિ એ દૈવી પ્રકૃતિમાં કામ કરે છે, એષા શક્તિ એ કલ્યાણી પ્રકૃતિમાં કામ કરે છે અને ગુણમયી શક્તિ એ સરૂપા પ્રકૃતિમાં કામ કરે છે. તે મુજબ ગુણમયી પ્રકૃતિમાં **आत्मा** એ **प्रत्यगात्मा** કે **संसारात्मा** કહેવાય છે, કલ્યાણી પ્રકૃતિમાં **अवतारात्मा** કહેવાય છે અને દૈવી પ્રકૃતિમાં **परमात्मा** કહેવાય છે, એ યાદ રાખવું.

આપણુ સર્વ સામાન્ય જીવોની પ્રકૃતિ સરૂપા છે અને આપણે ગુણમયી માયાથી બદ્ધ છીએ, માટે સાધારણુ રીતે આપણે આપણી સ્વતંત્ર ઇચ્છાશક્તિ મુજબ ચાલવાને અશક્ત છીએ, કારણુ એ ઇચ્છાશક્તિ નબળી છે. જેઓ કાળદેશ પ્રમાણે અવતાર લે છે તેઓની પ્રકૃતિ કલ્યાણી છે અને તેમનામાં એષા નામની શક્તિ હોય છે. તેઓ પોતાની સ્વતંત્ર ઇચ્છા મુજબ પોતાના કામનો આરંભ અને અંત કરે છે, તે કામ પછી ભલે થોડા સમયને માટે હો કે કાયમને માટે હો. પરમાત્માને અને સપ્ત લોકના ઇશ્વરને દૈવી પ્રકૃતિ અને દૈવી શક્તિ હોય છે. તેઓ પોતાના કામને સફળ કરવા માટે જેવી પરિસ્થિતિ જોઇએ તેવી ઇચ્છા પ્રમાણે ઉત્પન્ન કરવાને શક્તિમાન્ હોય છે.

જ્યારે અવતાર આવે છે ત્યારે તેનામાં **श्री भगवान्**

નારાયણનો અંશ વત્તાઓછા પ્રમાણમાં તે વખતની જરૂરીઆત પ્રમાણે હોય છે, અને તેમનું શરીર ઉપર કહી ગયેલ પ્રકૃતિની ત્રણ જાતમાંથી એક જાતની પ્રકૃતિનું હોય છે. જે જાતની પ્રકૃતિનું શરીર હોય તે પ્રકૃતિની મર્યાદામાં રહીને તેમને કામ કરવાનું હોય છે. જો પ્રકૃતિ ઉત્તમ પ્રકારની હોય અને તે શરીરમાં બ્રહ્મનો અંશ ઓછો હોય તો એ ઘણું ઉત્તમ વિસ્તૃત કામ કરી શકે, પણ છેલ્લી જાતની પ્રકૃતિનું શરીર હોય અને તેમાં બ્રહ્મનો અંશ વધુ હોય, તો પણ બહુ વિસ્તૃત કામ થઇ શકે નહીં. જોકે શ્રી રામ અને શ્રી કૃષ્ણમાં બ્રહ્માંશ વધુ હતો, છતાં છેલ્લી સરૂપા પ્રકૃતિનું શરીર તેઓએ પસંદ કરેલું હતું, તેથી તે પ્રકૃતિની હદમાં રહીને તેમને કામ કરવું પડયું હતું. **શ્રી मित्रदेव भगवान्** જેઓએ હાલમાં અવતાર ધારણ કરેલો છે, તેમનું શરીર **દૈવી** પ્રકૃતિનું છે, તેથી તેમના શરીરદ્વારા **દૈવી** શક્તિ કામ કરી શકે તેમ છે, તેથી જોકે તેમનામાં શ્રી રામ તથા શ્રી કૃષ્ણ કરતાં બ્રહ્માંશ (૭/૧૦૦) થોડો છે, તો પણ ઘણું જબરજસ્ત કામ કરવાને તેઓ શક્તિમાન્ થશે, કેમકે તેમની શક્તિ અમર્યાદ છે. જુના વખતમાં રેલવે, તાર, સ્ટીમરો વગેરે સાધન નહીં હોવાથી જુદા જુદા દેશો વચ્ચે ગાઢો સંબંધ ન હતો, તેથી પૂર્વે થઈ ગયેલા અવતારને અમુક દેશ, જાત્ કે પ્રજાને માટે કામ કરવાનું હતું, પણ આજે આખી દુનિયા વ્યાપારાદિ સાંકળોથી જોડાયલી છે અને દુનિયાના એક ભાગનો સુધારો બીજા ભાગ ઉપર અસર કરી શકે છે, તેથી આજે ઉત્પન્ન થતા સવાલો આખી દુનિયાને લાગુ પડતા છે. તેથી હવે જે મહાપુરૂષ જન્મ લે તે આખી દુનિયાના **ગુરૂ** તરીકે કામ કરવા જન્મ લે, એ સમજવું મુશ્કેલ નથી. તો શ્રી મિત્રદેવે હાલ જે અવતાર લીધેલો છે, તે આખી દુનિયાના ઉદ્ધારને માટે છે. આ વખતે નવા ધર્મની જરૂર નથી. તેઓ બધા મહાન ધર્મોમાં રહેલાં શાશ્વત સત્યોની એકતા બતાવશે, તેનો પ્રચાર કરશે અને

ભ્રાતૃભાવનો જમાનો ચાલુ કરશે, એમ હાલનો સમય જોતાં લાગે છે. ભૂતકાળમાં બન્યું છે તેમ આ અવતારની બાબત ઘણાંઓને મન વિચિત્ર લાગશે અને તેથી તેઓ શંકા તેમજ અશ્રદ્ધાની નજરથી આ વિષય તરફ જોશે. પણ તેઓ હવે થોડા વરસમાં આપણી વચ્ચે આવશે, એટલે ખરૂં ખોટું જણાશે.

(૮) **गमनक**—તે અન્તરિક્ષચર સિદ્ધોનું નામ છે.

(૯) **समाधि**—દીર્ઘકાળ સુધી અંતરાય વગર અને આદર સાથે શ્રી સદ્‌ગુરૂએ ઉપદેશ કર્યા પ્રમાણે ધ્યાન કરતાં, એકચિત્ત થતાં ચિત્ત ધ્યેયરૂપ પરમાત્માના વિચારમાં એવું લીન, એકાગ્ર, એકતાર, તદ્‌રૂપ થઈ જાય કે, તે વખતે હું અમુક ધ્યેયનું ધ્યાન કરૂં છું એવી અન્ય વૃત્તિનો ઉદય થાય નહીં, પણ કેવળ ધ્યેય માત્રનું જ સ્ફુરણ રહે. આવી અવસ્થાનું નામ સમાધિ છે.

(૧૦–૧૧) મુખ્ય મહાસિદ્ધો બત્રીસ છે. તેમાંના જે સિદ્ધોમાં શ્રી નારાયણ ભગવાન આવેશ મૂકે છે, તે સિદ્ધો **वज्रदेव** કે **मुक्तदेव** કહેવાય છે. એવા છ સિદ્ધો છે, તેમનાં નામ **मधुच्यन्द**, **रींखण**, **तेपान**, **रंगदेव**, **येरंड** અને **नरदेव** એ પ્રમાણે છે.

જે સિદ્ધોમાં શ્રી યોગદેવી આવેશ મૂકે છે, તે સિદ્ધો **प्रवालदेव** કહેવાય છે. એવા છ સિદ્ધો છે, તેમનાં નામ **नर्मद**, **नान्दिराट्**, **योगनायक**, **मधुनाथ**, **मोक्षदेव** અને **दशनाथ** છે.•

જે સિદ્ધોમાં નરદેવ આવેશ મૂકે છે, તે સિદ્ધો **रत्नदेव** કહેવાય છે. એવા ચાર સિદ્ધો છે, તેમનાં નામ **देवापि**, **यवन**, **पनस** અને **नन्दभद्र** છે.

જે સિદ્ધોમાં શ્રી દક્ષિણામૂર્તિ આવેશ મૂકે છે, તે સિદ્ધો **वैदुर्यदेव** કહેવાય છે. એવા પાંચ સિદ્ધો છે, તેમનાં નામ **यज्ञनन्दन**, **नन्दी**, **नागार्जुन**, **थानी** અને **तपःप्रभु** છે.

જે સિદ્ધોમાં શ્રી કુમારો આવેશ મૂકે છે, તે સિદ્ધો **पुष्पदेव**

કહેવાય છે. એવા ચાર સિદ્ધો છે, તેમનાં નામ **कपिल, यज्ञद, णाक्षर** અને **यक्षर** છે.

ઉપર કહેલ યજ્ઞમાં હાજર રહેલા મહાત્માઓ આ મહાસિદ્ધોના સીધા શિષ્યોની પરંપરામાં હતા.

---

## પરિશિષ્ટ—૩.

આ લેખમાં આવેલા બનાવોની સાલવાર અનુક્રમણિકા.

૧. **विशाळ बदरीवनमां योगीओ अने महात्माओनी सभा—**
૫૦૦ મો સંકલ્પ, પ્રથમ વર્ષ, વૈશાખ સુદ પૂનમ, મંગળવાર, તા. ૩૦–૫–૧૮૯૩.

૨. **श्री यज्ञानंद सिद्धना प्रमुखपणे कोल्हीपीठे योगीओनी सभा—**
૫૦૦ મો સંકલ્પ, ૧૩ મું વર્ષ, પોષ સુદ પૂનમ, બુધવાર, તા. ૧૦–૧–૦૬.

૩. **श्री भगवान् मित्रदेवनो जन्म—**
૫૦૧ મો સંકલ્પ, બીજું વર્ષ, ગુરૂવાર, તા. ૧૬–૧–૧૯, સવારના ૬–૫૫ વાગે, મુંબાઇ ઓબ્ઝરવેટરી ટાઇમ પ્રમાણે.

૪. **श्रीवनमां अवतारनुं आववुं—**
૫૦૧ મો સંકલ્પ, ત્રીજું વર્ષ, વૈશાખ સુદ પૂનમ, બુધવાર, તા. ૧૪–૫–૧૯.

૫. **तेमनो जन्मोत्सव—**
૫૦૧ મો સંકલ્પ, ત્રીજું વર્ષ, જેઠ સુદ પૂનમ, શુક્રવાર, તા. ૧૩–૬–૧૯.

૬. **महागुहामां प्रवेश अने वासुदेव दिक्षा—**
૫૦૧ મો સંકલ્પ, ચોથું વર્ષ, વૈશાખ સુદ પૂનમ, રવિવાર, તા. ૨–૫–૨૦.

૭. **प्रथम संभाषण—**

૫૦૧ મો સંકલ્પ, ચોથું વર્ષ, આસો સુદ દશમ, શુક્રવાર, તા. ૨૨–૧૦–૨૦.

૮. **बीजुं संभाषण—**

૫૦૧ મો સંકલ્પ, ચોથું વર્ષ, પોષ સુદ પૂનમ, રવિવાર, તા. ૨૩–૧–૨૧.

૯. **महागुहामांथी श्रीवनमां आववुं—**

૫૦૧ મો સંકલ્પ, પાંચમું વર્ષ, વૈશાખ સુદ પૂનમ, શનિવાર, તા. ૨૩–૫–૨૧.

૧૦. **त्रीजुं संभाषण—**

૫૦૧ મો સંકલ્પ, પાંચમું વર્ષ, આસો સુદ પૂનમ, મંગળવાર, તા. ૧૧–૧૦–૨૧.

૧૧. **चोथुं संभाषण—**

૫૦૧ મો સંકલ્પ, પાંચમું વર્ષ, પોષ સુદ પૂનમ, શુક્રવાર, તા. ૧૩–૧–૨૨.

૧૨. **श्री योगदेवी दीक्षा—**

૫૦૧ મો સંકલ્પ, છઠ્ઠું વર્ષ, વૈશાખ સુદ પૂનમ, ગુરૂવાર, તા. ૧૧–૫–૨૨.

૧૩. **पांचमुं संभाषण—**

૫૦૧ મો સંકલ્પ, છઠ્ઠું વર્ષ, આસો સુદ દશમ, શનિવાર, તા. ૨૯–૯–૨૨.

૧૪. **छट्ठुं संभाषण—**

૫૦૧ મો સંકલ્પ, છઠ્ઠું વર્ષ, પોષ સુદ પૂનમ, મંગળવાર, તા. ૨–૧–૨૩.

૧૫. **महायज्ञ समारंभ—**

૫૦૧ મો સંકલ્પ, સાતમું વર્ષ, વૈશાખ સુદ પૂનમ, સોમવાર, તા. ૩૦–૪–૨૩.

૧૬. **मित्रवृन्दनी तथा तेना मुख्य यंत्रनी स्थापना—**

૫૦૧ મો સંકલ્પ, સાતમું વર્ષ, વૈશાખ વદ પાંચમ, શુક્રવાર, તા. ૪–૫–૨૩.

૧૭. अवभृथ-प्रथम—

૫૦૧ મો સંકલ્પ, સાતમું વર્ષ, જેઠ સુદ પૂનમ, ગુરૂવાર, તા. ૨૮–૬–૨૩

૧૮. अवभृथ-बीजुं—

૫૦૧ મો સંકલ્પ, સાતમું વર્ષ, જેઠ વદ પાંચમ, મંગળવાર, તા. ૩–૭–૨૩.

૧૯. अवभृथ-त्रीजुं—

૫૦૧ મો સંકલ્પ, સાતમું વર્ષ, જેઠ વદ આઠમ, શુક્રવાર, તા. ૬–૭–૨૩.

૨૦. श्री मित्रदेवनुं अवभृथ अने नवरात्रनी पूजा—

૫૦૧ મો સંકલ્પ, સાતમું વર્ષ, અષાડ સુદ દશમ, શુક્રવાર, તા. ૧૯–૧૦–૨૩.





शुभमस्तु सर्वजगताम् ।

ओं नमः श्रीपरमर्षिभ्यो योगिभ्यः ।

## પરિશિષ્ટ ૩.

# श्री भगवानना अवतारनी जन्मतिथि विषे अगाउथी काढेलो प्रसिद्धिपत्र.

ચાલુ માસની તા. ૧૬ મીએ, શુદ્ધ-ધર્મ-મંડળના સભ્યો-માંથી એક મહાન પુરૂષ જગતના કલ્યાણને અર્થે કામ કરવાને અવતાર લેશે, તેથી તે દિવસ આ મંડળના સઘળા સભાસદોએ એક મોટા શુભ પર્વ તરીકે પાળવો. હમેશના સામાન્ય અનુષ્ઠાન પછી સવારના આશરે સાડા છ વાગે, દરેક સભાસદે પોતપોતાની ભાષામાં, **हे श्री योगदेवी मातुश्री अने शुद्ध धर्म मंडळना अधिकारी पुरुषो, जगतमां सर्वत्र सुखशान्ति स्थापजो** એવી પ્રાર્થના કરવી.

આ માંગલિક પ્રસંગે થયેલ આનંદ દર્શાવવાને માટે બને ત્યાં સુધી રાતના પોતપોતાને ઘેર રોશની કરવી, તેમજ તે દિવસે સાંજના પોતાના ગજા મુજબ ગરીબોને જમાડવાં.

બીચ હાઉસ,<br>**માઇલાપોર.**<br>**મદ્રાસ.**<br>તા. ૧૦-૧-૧૯૧૯.



(સહી) **એસ. સુબ્રામનીઆ.**<br>ખરી નકલ.

## शुद्ध धर्म मंडल संबंधी सामान्य हकीकत.

અનાદિ કાળથી આ પૃથ્વી ઉપર આ મંડળ હિમાલય પવત ઉપર સ્થપાયેલું છે. તે મંડળની છેલ્લી પુનઃ રચના ઉપર કહેલ પર્વતની ઉત્તરે આવેલા **विशाल बदरी** નામના વનમાં આશરે બાર હજાર વરસ ઉપર **नल** નામના સંવત્સરના વૈશાખ સુદ પૂનમને દિવસે કરવામાં આવી છે, તે મંડળના અધિષ્ઠાતા **श्री नारायण भगवान्** છે. તેઓ **विष्णुलोक**માંથી લોકહિતને માટે બદરી વનમાં આવેલા છે. તેઓ બ્રહ્મના અંશભૂત છે. દરેક બ્રહ્માંડને એક એક અધિપતિ હોય છે, જે **ईश्वर** કહેવાય છે. આપણા બ્રહ્માંડના હાલના અધિપતિનુ નામ **महाविष्णु (नारायण)** છે, કેમકે હાલ જ્ઞાનશક્તિ પ્રધાન યુગ છે. જ્યારે કર્મશક્તિનો યુગ હોય, ત્યારે તે **महाब्रह्मा** કહેવાય છે અને જ્યારે ઇચ્છા-શક્તિનો યુગ હોય ત્યારે તે **महारुद्र** કહેવાય છે. **महा** શબ્દ લગાડવાનું કારણ એ કે, તેમના હાથ નીચે **विष्णु, शिव** અને **ब्रह्मा** એ ત્રિમૂર્તિ છે, તે નામની સાથે ભૂલથાપ થાય નહિ. તે મહા વિષ્ણુના આપણી પૃથ્વિમાંના પ્રતિનિધિ **श्री बदरी नारायण** છે. આ સમસ્ત જગતના આધ્યાત્મિક ગુરૂ તેઓ છે. વિષ્ણુલોક-માંથી તેમની સાથે તેમના અંશભૂત **नरदेव, श्री योगदेवी, चार मनु** અને **सात अधिकार पुरुषो** આવેલા છે.

ઉપર કહેલા બદરીવનમાં પાંચ ગામ છે, જેમકે—**शंबल, शंखल, पामल, कलाप,** અને **ब्रह्मल.** દરેક ગામમાં આઠ આઠ અધિકારી પુરૂષો રહે છે, જેમકે—રાજા, દ્વિજ, વિદ્યાધિકારી, શાસ્ત્રકોશ ગોપ્તા, વૈદ્ય, જ્યોતિષિક, કલ્પવિદ્ અને યોગ—બ્રહ્મ—વિદ્યાના ઉપદેશક. તે વનમાં વળી **कुसुमाकर** નામનું એક સરોવર છે, જેમાં ઉગેલા કમળ ઉપર ભગવતી બ્રહ્મશક્તિ—સ્વરૂપા **श्री योगदेवी** ઉભાં રહી યોગીઓને બોધ દે છે. વળી બદરીવનના

ત્રણુ ભાગ છે, જેમકે—**उत्तर, दक्षिण** અને **विशाल.** ઉત્તર બદરીમાં **ब्रह्मल** અને **शंखल** એ બે ગામ આવે છે, અને ત્યાં **श्री नारायण, नरदेव, श्री योगदेवी, दक्षिणामूर्ति** અને **चार कुमारोना** આશ્રમો છે. વિશાલ બદરીમાં **पामल** ગામ આવે છે અને ત્યાં બત્રીસ **सिद्धो** રહે છે, અને વળી આજ ભાગમાં દર વરસે વૈશાખી પૂનમે મહાત્માઓ જગતના ભલા માટે પ્રાર્થના કરવા એકઠા થાય છે. દક્ષિણુ બદરીમાં **कलाप** અને **शंबल** એ બે ગામો આવે છે. એ બે ગામની વચ્ચેની સીમાએ આવેલું પર્વતનું શીખર **चंद्रशृंग** તરીકે ઓળખાય છે, તેના ઉપર હાલ **बदरी नारायणनुं मंदिर** આવેલું છે. ત્યાં હજારો લોકો યાત્રાએ જાય છે. જેઓ પવિત્ર અને અધ્યાત્મવિદ્યામાં ઘણાજ આગળ વધેલા હોય, તેમના સિવાય બીજા કોઇને તે ગામોનો પત્તો મળવાનો નહીં, એ ધ્યાનમાં રાખવું.

**नरदेव** એ શ્રી નારાયણુના કાર્યદર્શી છે અને તેઓ તે મંડળમાં જગતના લોકના પ્રતિનિધિ તરીકે કામ કરે છે. **चार मनु** એ શ્રી નારાયણુના સંકલ્પના રક્ષક છે. તેઓ સર્વ કાળની ગતિ જાણુનારા, સર્વ શાસ્ત્રોમાં વિશારદ, યથાયુગ તપ વડે સર્વ શાસ્ત્રોના કરનારા, યોગશક્તિવાળા અને યોગધર્મપરાયણુ હોય છે. ચાર શબ્દને માટે દરેક ટીકાકારને શંકા રહેલી છે. લોકમાન્યે પોતાની ગીતામાં આ સંબંધે વિસ્તારથી શંકાનું કારણુ બતાવેલું છે, પણુ ખુલાસો થઇ શક્યો નથી. એનું સમાધાન સનાતન ધર્મદીપિકાનો ત્રીજો ભાગ જે મદ્રાસમાં **शुद्ध धर्म मंडल** તરફથી છપાય છે, તેમા છે, તે આ પ્રમાણેઃ—ચાર એટલે ચાર પ્રકારના, એવો અર્થ છે. **मनु** એ અધિકાર પરત્વે સંજ્ઞા છે. **प्रवृत्त, निवृत्त, शुद्ध, भगवान्**, આ સામાન્ય ચતુર્વિધ સ્વરૂપ મનુનાં છે. પ્રવૃત્તિ ધર્મનો ઉપદેશ કરનારા **प्रवृत्त मनु** કહેવાય છે. નિવૃત્તિ ધર્મનો ઉપદેશ કરનારા **निवृत्त मनु** કહેવાય છે. ભગવદ્ધર્મનો ઉપદેશ કરનારા

**शुद्ध मनु** કહેવાય છે. એ ત્રણે પ્રકારના મનુઓના સ્વામી, ધર્મરક્ષક, શુદ્ધ સંકલ્પનાયક શ્રી નારાયણ ચોથા **भगवान् मनु** કહેવાય છે. આથી સમજાશે કે મનુનું અધિકાર લક્ષણ સ્વરૂપ ચાર પ્રકારનું છે, અને તે માટે ચાર શબ્દ વપરાયો છે. વળી પ્રવૃત્ત મનુની સંખ્યા ચૌદ છે, જેમકે **स्वायंभुव, स्वारोचिष, उत्तम, तामस, रैवत, चाक्षुष, वैवस्वत, सावर्णि, दक्षसावर्णि, ब्रह्मसावर्णि, धर्मसावर्णि, रुद्रसावर्णि, देवसावर्णि** અને **इन्द्रसावर्णि**. નિવૃત્ત **मनु**ઓની સંખ્યા ચાર છે, જેમકે—જ્ઞાનવૈરાગ્ય ભૂષણ **सनक**, આત્મવિજ્ઞાનસંપન્ન, તત્ત્વવિદ્ **सनन्दन**, બ્રહ્મદર્શન વિત્તમ **सनत्सुजात** અને તમો નિવર્તક, મુક્તિસ્વરૂપ વક્તા **सनत्कुमार**. એ ચારેનો સ્વભાવ એકસરખો હોવાથી તેઓ **कुमार** પણ કહેવાય છે. શુદ્ધ મનુઓની સંખ્યા પણ ચાર છે જેમકે-**कपिल, ब्रह्मयज्ञ, सुबाल** અને **नारद**. ચોથા મનુસંજ્ઞક ભગવાન્ છે, તેમનાં ચાર સ્વરૂપ છે, જેમકે—**नारायण, नर, हरि** અને **कृष्ण**. આ નારાયણ યથાયુગ નાનાવિધ અવતારો લે છે, તમામ ધર્મોના શાસક છે અને એમનું જ વર્ણન ભાગવતાદિ પુરાણ અને મહાભારતમાં ઘણું જ આપેલું છે. આ રીતે સમજતાં **ચાર** શબ્દને માટે જે જે શંકાઓ ટીકાકારોએ ઉઠાવી છે તે તમામ શંકાઓ દૂર થશે, અને સંતોષ થશે, એમ આશા છે. હાલ મનુસ્મૃતિ નામે જે ધર્મશાસ્ત્ર ઓળખાય છે તેનો કર્તા આ ચાર પ્રકારના મનુમાંનો કોઇ નથી, એમ જાણવું, પણ કોઇ એક મનુના શિષ્યોની પરંપરામાં છેલ્લી પંક્તિના કોઇ શિષ્યે તે ગ્રંથ પ્રથમ રચેલો, પણ તે ગ્રંથ હાલમાં તેના અસલ સ્વરૂપમાં પણ બીલકૂલ નથી. મૂળ ગ્રંથમાં ચોવીસ હજાર શ્લોકો હતા, તેમ ગોભિલ મુનિયે પોતાના **शास्त्रानुभव** નામના ગ્રંથમાં લખેલું છે, પણ હાલની આવૃત્તિમાં તો લગભગ ચોવીસો પચીસો શ્લોકો છે, અને વળી મનુને નામે અન્ય ગ્રંથોમાં ટાંકેલાં વચનો પણ હાલની આવૃત્તિમાં

નથી, તેથી તેમાં પુષ્કળ વધઘટ અને ગોટાળો થયેલો છે, એવો નિપુણ અભ્યાસકોનો મત છે, તેથી તે ગ્રંથ સર્વથા પ્રમાણભૂત ગણી શકાય નહીં.

**सात महर्षि** એ સાત લોકેશ્વર ગણાય છે, તે સાત લોકનાં નામ આ પ્રમાણે છે—સત્ય, તપઃ, જન, મહઃ, સ્વઃ, ભુવઃ અને ભૂઃ, તેના અનુક્રમે **नारद**, **वामदेव**, **काश्यप**, **चंडभानु**, **कालदेव**, **सुब्रह्मण्य** અને **देवापि** એ ઇશ્વર છે.

**श्री योगदेवी** એ શ્રી નારાયણ ભગવાનના સંકલ્પનો અમલ કરનારી દેવી છે, શક્તિ છે. આ જગતને ઉત્પન્ન કરનાર, પાલન કરનાર અને નાશ કરનાર એ શક્તિ જ છે. એ શક્તિનાં સ્વરૂપ અનન્ત છે, અને નામ પણ અનન્ત છે, જેમકે–વિષ્ણુની શક્તિ **सरस्वती**, બ્રહ્માની શક્તિ **लक्ष्मी** અને શિવની શક્તિ **पार्वती** વા **उमा** કહેવાય છે. જેમ સર્વ વ્યષ્ટિ આત્માઓનો પુરૂષલક્ષણ બ્રહ્મમાં એકતારૂપ ઉપસંહાર થાય છે, તેમ તમામ વ્યષ્ટિ શક્તિઓને એક શક્તિલક્ષણ યોગદેવી નામક મહાશક્તિમાં ઉપસંહાર થાય છે

શ્રી નારાયણ ભગવાનની સાથે ૩૨ મહાસિદ્ધો હમેશાં હોય છે તેઓ પણ બ્રહ્મના અંશભૂત, અજર તથા અમર છે. તેઓ સર્વ સ્થળે ભ્રમણ કરે છે અને પોતાનું કાર્ય કરે છે. તેમનાં નામ આ મુજબ છે- (૧) **गीष्पति**, (૨) **चण्डभानु**, (૩) **णाक्षर**, (૪) **तपःप्रभु**, (૫) **तेपान**, (૬) **थानी**, (૭) **दशनाथ**, (૮) **देवापि**, (૯) **नन्दी** (૧૦) **नन्दीभद्र**, (૧૧) **नरदेव**, (૧૨) **नर्मद**, (૧૩) **नवनायक** (૧૪) **नागार्जुन**, (૧૫) **नान्दिराट्**, (૧૬) **नारद**, (૧૭) **पनस** (૧૮) **बदर**, (૧૯) **मधुनाथ**, (૨૦) **मधुच्यन्द**, (૨૧) **मोक्षदेव** (૨૨) **यज्ञद**, (૨૩) **यज्ञनन्दन**, (૨૪) **यक्षर**, (૨૫) **यवन** (૨૬) **येरण्ड** (૨૭) **योगनाथ**, (૨૮) **रंगदेव**, (૨૯) **राम** (૩૦) **रींखण**, (૩૧) **वनजेक्षण**, (૩૨) **वायन**.

વળી શ્રી નારાયણના હાથતળે અનેક યોગી, મહાયોગી, સિદ્ધ, ઋષિ વગેરે મહાત્માઓ છે. આ પ્રમાણે આ મંડળની રચના છે. અધિક જાણવાની ઇચ્છાવાળાએ તે મંડળ તરફથી પ્રસિદ્ધ થયેલા **सनातन धर्म दीपिका**ના ભાગોમાં જોવું.

આ પૃથ્વી ઉપર ભૂતકાળમાં જે જે ધર્મો સ્થપાયેલા છે, તે તે ધર્મો શ્રી નારાયણની આજ્ઞાથી તે તે દેશને, કાળને અનુસરીને લોકના સ્વભાવ પ્રમાણે સ્થપાયેલા છે. વળી પ્રાચીનકાળમાં સર્વત્ર જે જે અવતારો થયેલા છે, તે તેમના થકી છે. બધાનું મૂળ એક જ છે તેથી દરેક ધર્મમાં મૂળ સિદ્ધાન્ત એકબીજાને વિરોધી નથી.

જેમ વખત બદલાય તેમ તે વખતને બંધ બેસે એવા ધર્મના નિયમો રચવા અને પ્રસારવા એ મુખ્ય કામ આ મંડળના યોગસિદ્ધ મહાત્માઓનું છે. હાલનો સમય છેક અંધાધુનીનો છે, તેથી શ્રી નારાયણ ભગવાનની મહા કૃપાથી લગભગ સાત વરસ થયાં **श्री मित्रेदव**નો જગદ્‌ગુરૂ તરીકે અવતાર થઇ ગયો છે અને હવે થોડાં વરસોમાં તેઓ આપણી વચ્ચે જાહેરમાં પધારશે.

આ શુદ્ધ સનાતન ધર્મ જગતના તમામ ધર્મોનું મૂળ છે. તેણે જ ભૂતકાળમાં માણસ જાતની પવિત્ર ધાર્મિક અભિલાષાને અને શ્રદ્ધાને પોષી ટકાવી રાખેલ છે. સર્વ દેશમાં અને સર્વ કાળે એ જ ધર્મના પ્રકાશે ધર્મના જીજ્ઞાસુને સંકટને સમયે અને નિરાશાને સમયે ધીરજ અને હિંમત આપીને શાંતિ તથા સુખ બક્ષેલાં છે.

પ્રાચીન કાળના ધર્મસંસ્થાપકોએ અને મહાન ઉપદેશકોએ તો માણસ જાતને સાર્વજનિક ઉપદેશ, બોધ, વારંવાર આપેલો છે, કારણ તેમને સર્વને આ મંડળ તરફથી જ દેશ અને કાળની જરૂરીઆતો પ્રમાણે અમુક હેતુ સાધવા અર્થે મોકલવામાં આવેલા છે અને આવતા રહે છે, પણ ઘણાઓ આ બોધને જુદી રીતે સમજેલા અને તેથી સ્વાર્થથી કે અજ્ઞાનથી તેનો પોતાને મન-

ગમતો સાંકડો અર્થ કરી લીધો છે, ઘણીવાર અર્થનો અનર્થ કરી નાંખ્યો છે. તેથી હાલ જે જે જુદા જુદા મતો જોવામાં આવે છે, તે મતોની જુદી જુદી ઉંડી અસર માણસોના આચાર વિચારમાં પડેલી જોવામાં આવે છે.

એ બોધનો હેતુ સર્વ સાથે એકતા રાખવાનો, ભ્રાતૃભાવ રાખવાનો, માંહોમાંહે સલાહસંપ રાખવાનો હતો, તેથી ઉલટું માણસોએ બીજાઓથી જુદા પડવાનું, ભેદભાવ ઉત્પન્ન કરવાનું, જુદા જુદા વાડા બાંધવાનું પસંદ કર્યું. એક બીજાથી અલગ, જુદા, નોંખા થવાનું કામ ચાલુ રહ્યું અને એક બીજા સાથેનો ભ્રાતૃભાવ લગભગ વીસારી મૂકયો. તેઓ વળી ઉપદેશના શબ્દ માત્રને વળગી રહ્યા અને તેના અંદરના ભાવાર્થને બાજુ પર મૂકી દીધો. આમ જુદા થવાનું કારણ શોધવા દૂર જવું પડે તેમ નથી. એક પણ હાલનો મત પૂરેપૂરી રીતે શુદ્ધ ધર્મનો ઉપદેશ આપતો નથી, પણ દરેક સંપ્રદાયે આરંભમાં તે વખતની જરૂરીઆતને પહોંચી વળવાને માટે શુદ્ધ ધર્મના એક બે અંશના સ્વરૂપનું વર્ણન કર્યું છે. તે તે સ્વરૂપને લેઇને તે તે સંપ્રદાયના ભોળા અનુયાયીઓમાં પોતપોતાના વાડાને માટે આગ્રહ અને પક્ષપાત બંધાઇ ગયો અને બીજાઓને માટે અસહિષ્ણુતા અને દ્વેષ આવી ગયાં અને તેઓ બીજાઓથી અલગ રહ્યા, અને તેના વિપરીત પરિણામ-રૂપે હાલમાં સર્વ મનુષ્યો દુઃખના ડુંગર તળે દટાઇ ગયેલા જોવામાં આવે છે.

હાલ લોકોનો મોટો ભાગ શુદ્ધ ધર્મ પ્રાપ્ત કરવાનાં જે મુખ્ય ચાર સાધનો છે, તે જાણતો નથી. તે સાધનોનાં નામ આ મુજબ છે–(૧) શાસ્ત્રનું જ્ઞાન, (૨) દીક્ષા, (૩) ઉપાસના ( સા-ધનોનું સેવન ), અને (૪) અનુભવ. જો આ ચારમાંથી એકની પણ ન્યૂનતા હોય તો માણુસ કદી પણ શુદ્ધ ધર્મ પૂરો પ્રાપ્ત કરી શકે નહીં. ચારે સાધનોનું બરાબર રીતે એક સાથે સેવન કરાય, તોજ ધ્યેયને પહોંચી શકાય.

હવે હાલના વર્તમાન દરેક પંથમાં **દીક્ષા** અને તેના ફળ-રૂપ **પ્રત્યક્ષ જાતઅનુભવ** એ બેની ખોટ છે ( જેનો લાભ શુદ્ધ ધર્મ મંડળમાં ખાસ મળી શકે છે ) અને માણસો પોતપોતાના વાડામાં પ્રમાણભૂત મનાતાં ધર્મ પુસ્તકનું જુજ જ્ઞાન મેળવીને અને જુજ સાધન પાળીને સંતોષ માની લેછે. ઉપર કહેલાં ચાર સાધનોમાંથી માત્ર એક બે સાધનો પાળવાનું ફળ એ આવે છે કે, તેમને પૂરેપૂરૂં આધ્યાત્મિક જ્ઞાન મળતું નથી, તેથી તેમનામાં ધર્મને વિષે દૃઢ શ્રદ્ધા જોવામાં આવતી નથી. આવી અશ્રદ્ધા અને તેની સાથે દંભ સર્વત્ર છે, એ કોઇ પણ અવલોકન કરનારને કબૂલ કર્યા વિના ચાલશે નહીં. આ વધતા જતા સડાને દૂર કરવાના અટલ ઉપાયરૂપ શુદ્ધ ધર્મનું સેવન એ અનિવાર્ય છે. શુદ્ધ ધર્મના સાહિત્યનો અભ્યાસ કરવાથી શાસ્ત્રનું જોઇતું જ્ઞાન મળી શકે છે અને તેથી આવશ્યક સાધનો પાળવાને ઉમેદવારોને શક્તિ આવે છે. તેમજ શ્રીનારાયણ ભગવાન તરફથી નીમાયલા અનુભવસંપન્ન અધિકારી પુરૂષોથી અપાયલી દીક્ષાને લીધે જાત-અનુભવ પ્રાપ્ત કરવાને તેમને અચૂક સાહ્ય મળે છે. તે અનુભવથી સત્ય રહસ્ય સમજાતું જાય છે અને તેમ તેમ વધુ ખાતરી, શ્રદ્ધા થતી જાય છે. હાલ જે બીજાં બધાં ધર્મ–પુસ્તકો પ્રચારમાં છે, તે હાલની બદલાયલી સ્થિતિમાં પૂર્ણ રીતે ઉપયોગી થઇ પડે તેમ નથી, કારણકે તેમાંના એકમાં પણ સંપૂર્ણ અંશે સનાતન એટલે શુદ્ધ ધર્મનું જ્ઞાન ઉપદેશેલું નથી. તેમજ જેમ શુદ્ધ ધર્મમાં દીક્ષા આપનાર અનુભવ પ્રાપ્ત કરેલા અધિકાર સંપન્ન મહાત્માઓ ઉમેદવારોને પ્રાચીન પ્રણાલિકા મુજબ દીક્ષા આપીને તેમને આગળ ચઢાવે છે અને આધ્યાત્મિક સાક્ષાત્કાર કરવામાં વધુ ને વધુ પ્રગતિ કરવાને તેમને મદદ કરે છે, તેમ તે તે સંપ્રદાયોમાં નથી. આ બાબતમાં શુદ્ધ ધર્મ મંડળની બીજા સંપ્રદાયોથી ખાસ વિશિષ્ટ શ્રેષ્ઠતા છે.

આ મંડળમાં શક્તિની ઉપાસના છે, પણ એકલી અલગ શક્તિની નહીં, તેમ એકલા બ્રહ્મની પણ નહીં, પણ શક્તિસહિત બ્રહ્મની ઉપાસના માને છે. ભાવાભાવવર્જિત બ્રહ્મ જે છેક અન્તિમ છે, તે ધ્યેય નથી, તેથી બ્રહ્મશક્તિ સ્વરૂપ શ્રીયોગદેવીયુક્ત શ્રીનારાયણ દેવને આ મંડળ માને છે અને પૂજે છે, તેઓજ લૌકિક અને આત્મીય એ બેઉ સુખના દાતા છે. જેમ બીજા સંપ્રદાયો શિવ, વિષ્ણુ વગેરેને અન્તિમ બ્રહ્મ માને છે, તેમ આ મંડળ તેઓને અંન્તિમ બ્રહ્મ માનતા નથી, તેથી આ મંડળને કોઇ પણ રીતે સાંપ્રદાયિક ગણી શકાય એમ નથી.

ઘણાં થોડાં વરસ થયાં તે પૂર્વે (એટલે ત્યાં સુધી) આ આ મંડળની હયાતી જગતથી કાળજીપૂર્વક ગુપ્ત રાખવામાં આવી હતી અને કેટલાક છૂટા છવાયા માણસો જેઓ ખાસ શિક્ષણને ગ્રહણ કરવા માટે લાયક થયેલા હોય, તેમને જ આ મંડળની પ્રાચીન રાજયોગની પદ્ધતિ શીખવવામાં આવતી હતી. આ મંડળની હયાતી સામાન્ય લોકમાં ધીમે ધીમે વીસરાઈ જતી હતી, તેથી સને ૧૯૧૫ માં યોગી મહાત્માઓની આજ્ઞાથી સદ્‌ગત ડૉ. સુબ્રામનીઆ આયરે તે મંડળના અસ્તિત્વ વિષે લેખ લખીને જાહેર કર્યું અને મદ્રાસમાં તે મંડળની એક બાહ્ય શાખા સ્થાપી.

મદ્રાસ ઇલાકામાં આ મંડળના બાહ્ય અધિકારી છ માણસો નીમેલા છે. એ મંડળમાં દાખલ થનારને પ્રથમ એમાંના ગમે તે એકને દાખલ થવાની અરજી કરવી પડે છે. પછી તે અધિકારી પોતાના યોગી મહાત્માને પૂછે છે, એટલે તે યોગસિદ્ધ મહાત્મા પોતાની યોગશક્તિદ્વારા તે માણસના સૂક્ષ્મ શરીરની અદૃશ્ય રીતે પરીક્ષા કરે છે અને પછી દાખલ કરવાની હા અગર ના પાડે છે, તે પ્રમાણે અમલ થાય છે. જેઓ દાખલ થવાનું ભાગ્ય પ્રાપ્ત કરે છે, તેમને અમુક જપ અને ધ્યાનની વિધિ બતાવવામાં આવે

છે. જો તે ઉમેદવાર એક બે વરસ સુધી ખંતથી બતાવેલી રીતે ક્રિયા કરે છે, તો વિચાર–વિનિમયદ્વારા બીજા રાજવિદ્યાનો અભ્યાસ કરનારાની સાથે અને યોગીમહાત્મા અધિકારીઓની સાથે વાર્તાલાપની શક્તિ આવે છે અને પછી તેને આવા મહાત્માઓના અસ્તિત્વ વિષે જરા પણ શંકા રહેતી નથી. જો તે કોઈ સવાલ કાગળના કડકા ઉપર લખીને પછી તે કડકો કવરમાં બીડી પેટી કે કબાટમાં મૂકી તાળું વાસે અને પછી વધુમાં વધુ ત્રીજે દિવસે તે કાગળ કાઢીને જોશે, તો તે સવાલની નીચે જ તેનો ઉત્તર લખેલો જોવામાં આવશે. જો આમ બને, તો પછી શંકા કેવી રીતે રહે ? અલબત, આવો અનુભવ ત્યારે જ મળી શકે, કે જ્યારે આપેલી વિધિ દરરોજ અમુક કલાકો સુધી સર્વથા પૂર્ણ રીતે પળાય.

શ્રીમિત્રદેવ ભગવાનનો જે અવતાર થયો છે, તેમના મતનો પ્રચાર કરવાને જ આ મંડળે બાહ્ય શાખા સ્થાપી તે દ્વારા અધિકારી વર્ગને યોગ્ય દીક્ષા આપી કેળવવાનો પ્રયત્ન આરંભેલો છે.

તેની બાહ્ય શાખાદ્વારા જે જે પુસ્તકો પ્રકટ થાય છે, તેનો જ હવે પ્રચાર થવાનો, એમાં જરાએ શંકા જેવું નથી, કારણકે તે પુસ્તકોમાં જે જે વિચારો દર્શાવેલા છે, તે બધા હાલના જમાનાને રૂચે તેવા અને તે સાથે પોતાનું કલ્યાણ સાધી શકે તેવા છે. જે કોઇ ને પુસ્તકો ખરીદશે અને વાંચશે તેને અમૂલ્ય લાભ મળ્યા વગર રહેશે નહીં, કારણકે તે પુસ્તકોમાં દલીલ સાથે અને પ્રમાણ સાથે દરેક સવાલ નિષ્પક્ષપાતે વર્ણવેલો છે, તેથી કોઇ બાબતમાં શંકાશીલ રહેવું પડતું નથી. મંડળના હાથમાં અનેક ગુપ્ત જ્ઞાનભંડારો છે, જે હાલના જમાનાના લોકોના જાણવામાં તો શું, પરંતુ સાંભળવામાં પણ નહીં આવ્યા હોય, અને હાલમાં કહેવાતા ધર્મગ્રંથોની (ક્ષેપક અગર લુપ્ત ભાગોથી) જે જે કઢંગી સ્થિતિ જોવામાં આવે છે, તેનું અસલ સ્વરૂપ દર્શાવનારા અનેક હસ્તલિખિત

ગ્રંથસમૂહો જે મંડળના હાથમાં છે, તેનો જનસમાજને લાભાર્થે પ્રચાર થવાની જરૂર છે અને તે હેતુથી મંડળના ગ્રંથોની પ્રસિદ્ધિ માટે સત્ય જ્ઞાનાભિલાષી પ્રત્યેક સજ્જને યથાશક્તિ પોતાની તરફથી દ્રવ્યથી યા બીજી રીતે સાહ્ય આપી કટિબદ્ધ થવાની જરૂર છે, કારણકે તે સત્ય જ્ઞાનના પ્રચારથી જગતમાં જરૂર નવો પ્રકાશ પડવાનો જ.



### शुद्ध–धर्म–मंडलनां सिद्धान्तोनुं थोडुंक दिग्दर्शन.

આ પુસ્તકના છેલ્લા ફોર્મમાં થોડાંક પાનાં વધેલાં હોવાથી શ્રી સનાતન ધર્મદીપિકામાંથી નીચે થોડાંક વચનો આપવામાં આવે છે. તેમાં જે ઉદારતા અને નિષ્પક્ષપાત સ્વતંત્રતા છે, તેવી બીજે જવલ્લેજ જોવામાં આવશે.

#### भाग १, पटल, १.

બ્રહ્મ એ સત્યસ્વરૂપ છે, એમ ન્યાયથી, ધર્મશાસ્ત્રથી, શ્રુતિથી, મીમાંસાથી, પુરાણોથી અને અંગ ઉપાંગોથી જણાય છે. ૫૯.

ત્રિકાલજ્ઞ પુરૂષો પ્રત્યક્ષ જણાતી ક્રિયાઓ ઉપરથી અને શક્તિઓ ઉપરથી એમ જાણે છે કે, બ્રહ્મ સનાતન છે, સર્વનું મૂળ અને બીજ છે. ૬૦.

શ્રી ભગવાન નારાયણ, હજારો સાંભળવાને બેઠેલાની વચ્ચે ઉભા થઇને, પોતાના હાથ ઉંચા કરીને, કાળ અને દેશને હિતાવહ એવા શુદ્ધ સનાતન ધર્મ વિષે બોલવા લાગ્યા. ૧૩૧.

તેઓએ કહ્યું કે, જ્ઞાન, સંકલ્પ, કર્મ અને યોગ ( એટલે ઉપરના ત્રણેનો સમાહાર ), એ ચારેનો અભ્યુદય કરનાર ધર્મ છે, એમ મારો મત છે. ૧૪૩.

જ્ઞાનાદિ ચાર સાધનો રક્ષ્ય હોવાથી અને ધર્મ એમનો રક્ષક હોવાથી, તે બેનો એટલે રક્ષ્ય રક્ષકનો અભેદ મનાય છે. ૧૪૬.

એટલા માટે તે જ્ઞાનાદિ ચાર સાધનોને ધર્મ કહેવાનો રીવાજ છે, અને તેથી ધર્મ ચાર પ્રકારનો છે. ૧૪૭.

લોકની ઉન્નતિ કરવાને માટે ધર્મના નિયમો બાંધવામાં આવે છે. ધર્મને જીવનમાં ઉતારવો એમાં ધર્મની શ્રેષ્ઠતા છે, માટે ધર્મ પ્રમાણે આચરણ રાખવું જોઇએ. ૧૪૯.

એવો કોઇ પણ એક આચાર જોવામાં નથી આવતો કે, જે સર્વને હિતાવહ હોય. માણસના જુદા જુદા સ્વભાવ પ્રમાણે આચાર પણ જુદો જુદો હોવો જોઇએ અને સ્વભાવને બંધ બેસતો હોવો જોઇએ. ૧૫૦.

વેદ અને શાસ્ત્રના કોરા જ્ઞાનથી ધર્મનો મર્મ સમજાય એમ માનવું ફોગટ છે, કારણકે સત્યને માર્ગે અને અસત્યને માર્ગે ચાલનારનો ધર્મ જુદો જુદો છે. ૧૫૧.

ધર્મ બે પ્રકારનો છે, એક આત્મીય અને બીજો લૌકિક. જે આત્મા સંબંધી તે સનાતન કહેવાય છે અને જે લોકવ્યવહાર સંબંધી તે અશાશ્વત છે, એટલે સનાતન નથી, પણ તે સમય પ્રમાણે જુદો જુદો હોય છે, એટલે બદલાતો રહે છે. ૧૫૫–૧૫૬.

માણસની શક્તિ ધ્યાનમાં લેઇને દરેક કાળને માટે જુદા જુદા ધર્મ ઠરાવવામાં આવે છે. ૧૫૭.

વર્ણાશ્રમ ધર્મો સર્વ કાળે એક રૂપમાં રહેતા નથી, એમ મહર્ષિઓનું કહેવું છે. ૧૫૮.

પ્રાચીન વેદમાર્ગી લોકો ખોટા અભિમાનમાં રહી એક જ જાતના ધર્મકર્મને વળગી રહે છે, પણ તે ધર્મકર્મ કલિયુગમાં માણસોનું કલ્યાણ કરી શકે તેમ નથી. ૧૫૯.

જેથી સમસ્ત લોકો સુખી થાય અને નિરામય રહે, તેને શ્રેષ્ઠ ધર્મ જાણવો. ૧૬૦.

શુદ્ધ ધર્મ સ્થાપવાને સારૂ હું નર–નારાયણદેવ સ્વરૂપે વિશાળ બદરીવનમાં આવેલો છું. દક્ષિણ માર્ગના અને ઉત્તર માર્ગના લોકો સર્વદા એ ધર્મનું સેવન કરે છે. ૨૧૪.

બ્રાહ્મ, આર્ષ, દૈવ અને લૌકિક, એ ચાર પ્રકારના મારા સંકલ્પ છે અને તે શુદ્ધ ધર્મને ફેલાવનારા છે. ૨૧૫.

વર્ણાશ્રમ ધર્મનો કેટલેક વખતે અને કેટલીક બાબતમાં ત્યાગ કરવાનું વેદમાં કહેલું છે અને તે સમય હાલ આવી પહોંચ્યો છે. કલિયુગમાં બધા ધર્મો અને બધાં માણસો આપોઆપ કાળના પ્રભાવથી એકાકાર થશે. હે મુનીશ્વરો, હવે જ્યારે બધા ધર્મો એક થશે, ત્યારે જ માત્ર એક જ યોગરૂપ સનાતન શુદ્ધ ધર્મથી જ લોકોને દરેક જાતનું સુખ મળી શકશે ૨૯૨–૨૯૪.

આ કલિયુગમાં ઉંચનીચનો આધાર જ્ઞાન ઉપર રહેશે. જે જ્ઞાનવાન હશે તે ઉંચો અને જ્ઞાન વિનાનો નીચો ગણાશે (અહીં જ્ઞાન એટલે શાબ્દિક જ્ઞાન નહીં પણ બ્રહ્મ વિદ્યાને અનુકૂળ ડહાપણ). ૨૯૭.

કલિયુગમાં માણસના મનની શુદ્ધિ ઉત્તમ થશે. સર્વ તરફ સમદૃષ્ટિ રાખવી એ મનશુદ્ધિનું પરમ સાધન છે, અને જ્યારે સર્વને સમાન ગણાય, જ્યારે સર્વમાં ઉંચ નીચનો ભેદ ન રખાય, ત્યારે સમદૃષ્ટિ થાય છે, અર્થાત્ ભેદનો સમતામાં, અભેદમાં લય કરવો, ભેદમાં અભેદાનુભવ કરતાં શિખવું, એટલે દરેક દૃશ્ય પદાર્થમાં પરમ ચેતનની ભાવના કરવી, સર્વને બ્રહ્મસ્વરૂપ ગણવાં.

આ શુદ્ધ ધર્મમંડળમાં સ્ત્રીઓ તેમજ પુરૂષો અધિકારનું ઉંચું સ્થાન મેળવવાને લાયક ગણાય છે. તેઓ સર્વ પરબ્રહ્મના દાસ છે. ૨૯૯.

પરબ્રહ્મ સર્વને સમાન છે, સનાતન આત્મા પણ સર્વને સમાન છે, પરબ્રહ્મનો પ્રતિનિધિ ઈશ્વર પણ સર્વને સમાન છે, તેમજ પ્રકૃતિ પણ સર્વને સમાન છે. ૩૦૦.

સર્વ માણુસો તરફ સમભાવ (એટલે સર્વ તે હું છું અને હું તે સર્વ છું એવો ભાવ) રાખનાર માણુસને તે જ ઉત્તમ ગુણુના પ્રતાપથી સર્વ કામનાઓ પ્રાપ્ત થાય છે. બ્રહ્મવિદ્ માણુસ હમેશાં સર્વ ભૂત તરફ સમભાવ રાખીને વરતે છે અને તે જ ઉત્તમ ગણાય છે. ૩૦૧.

કલિયુગમાં જ્યાંસુધી માણુસને દિવ્યદૃષ્ટિ રહેશે, ત્યાંસુધી જ વર્ણાશ્રમ ધર્મ આબાદ રહેશે. ૩૦૨.

કલિયુગમાં વર્ણાશ્રમ ધર્મથી દિવ્યદૃષ્ટિ થશે નહીં, માટે હે મુનીશ્વરો આ શુદ્ધ ધર્મ પાળો. ૩૦૩-૩૦૪.

**બીજું પટલ.**

ચોવીસ તત્ત્વોમાંના દરેક તત્ત્વનું **पुरु** એવું નામ છે, તેમજ તેઓનું બનેલું શરીર પણુ **पुरु** કહેવાય છે. તે શરીર જ દિવ્ય નગરી કહેવાય છે. એમાં નવ દરવાજા છે, જેમકે-બે નેત્ર, બે નસ્કોરાં, બે કાન, મોં, ગુદા અને ઉપસ્થ. તેમાં આત્મા શયન (વાસ) કરે છે, માટે તે સર્વ લોકમાં **पुरुष** નામે ઓળખાય છે, તેથી સર્વ માણુસો અને દેવો પણુ **पुरुष** કહેવાય છે. ૬-૭-૮.

પુરૂષની શક્તિઓ પુરૂષને ઇચ્છેલું ફળ આપનાર હોવાથી **पुरुषार्थ** કહેવાય છે. તે પુરૂષાર્થનાં સ્વરૂપ અને લક્ષણુ તમને સમજાવું છું, તે એકચિત્ત થઇને સાંભળો. ૯.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર મુખ્ય પુરૂષાર્થ છે, તેમજ વળી **प्राप्ति** નામનો પાંચમો પણુ પુરૂષાર્થ શ્રુતિમાં કહેલો છે. ૧૦.

હું સર્વનો રક્ષક થાઉં, એવી ભાવના સર્વને થાય છે, માટે **रक्षकत्व** એ દરેકને પોતાના જીવનનું મુખ્ય અને પ્રથમ લક્ષ્ય છે, તેથી પહેલો પુરૂષાર્થ ધર્મ છે, કારણુ ધર્મનો અર્થ રક્ષકત્વ થાય છે, એમ બુદ્ધિશાળી મહાપુરૂષો માને છે.

સર્વ શાસ્ત્રોનો જે વાચ્ય અર્થ (જે વસ્તુને માટે સવ શબ્દો વપરાય છે તે પરમ વસ્તુ એટલે બ્રહ્મ) તેને હું જાણનારો થાઉં, એવી ભાવના સર્વને થાય છે, માટે બીજો પુરૂષાર્થ **અર્થ** કહેવાય છે (એટલે નિશ્ચય જાણવાલાયક વસ્તુ એટલે બ્રહ્મ) એમ જ્ઞાની જનોનો મત છે. ૧૧–૧૨–૧૩.

સર્વ લોકમાં હું સુખી થાઉં, એવી ભાવના સર્વને થાય છે માટે ત્રીજો પુરૂષાર્થ **કામ** છે, તેનો અર્થ સુખેચ્છા (એટલે સર્વને પોતાના સુખના ભાગી બનાવવાની ઇચ્છા) થાય છે. ૧૪.

પોતાની તમામ વ્યવસાયને અંતે, હું હવે મુક્ત, છૂટો થયો છું, એવી ભાવના સર્વને થાય છે, માટે ચોથો પુરૂષાર્થ **મોક્ષ** કહેવાય છે. ૧૫.

હવે હું પરમ પદને પામ્યો છું, એવી ભાવના સર્વને થાય છે, માટે પાંચમો કલ્યાણકારક પુરૂષાર્થ **પ્રાપ્તિ** છે, એમ મહાત્માઓ કહે છે. ૧૬–૧૭.

જ્ઞાન, ઇચ્છા, ક્રિયા અને એ ત્રણેનો સમાહાર (યોગ–એકતા), એ ચારે, દરેક માણસના ઉપર કહેલા પાંચે પુરૂષાર્થ મેળવવાનાં સાધનો છે. ૧૮.

સર્વ મંડળોમાં સર્વ પુરૂષાર્થોનાં આ ચારે સાધનો **ધર્મને** નામે ઓળખાય છે, કારણકે ધર્મ સર્વનું રક્ષણ કરે છે. ૧૯.

કાળમૂર્તિ ભગવાનનું પ્રકટ સ્વરૂપ તે **काल** કહેવાય છે, અને તે ભગવાનની એક જાતની દૃષ્ટિ, જ્ઞાન (એટલે એમના સંકલ્પ મુજબ ફળ દેવાને તૈયાર થયેલો સમય) તે **युग** છે, એમ જાણો. ૨૨.

ધર્મ અને અધર્મ એ બે બ્રહ્મના સનાતન સ્વભાવ ગણાય છે, અને તે બન્નેથી ઉંચો અને અન્ય (વિલક્ષણ) ધર્મ **શુદ્ધ ધર્મ** કહેવાય છે. આ શુદ્ધ ધર્મ ઉપર કહેલ આસુર અને દૈવ (અથવા પ્રવૃત્તિ અને નિવૃત્તિરૂપ) એ બેઉ ધર્મોનો સમાહાર કરનાર (પોતામાં સંગ્રહી લેનાર) છે. ૨૯.

(૧) અહિંસા, (૨) સત્ય વચન, (૩) લોક માત્રના અભ્યુદયને માટે યથાશક્તિ લોકસેવા અને (૪) સર્વત્ર એકરૂપે સ્થિત પરમાત્માની ઉપાસના, એ ચાર લક્ષણવાળો ધર્મ **सनातन** છે. ૩૧–૩૨.

સત્ય યુગમાં મુખ્ય જ્ઞાન હતું. ત્રેતામાં મુખ્ય કર્મ હતું, દ્વાપરમાં મુખ્ય ભક્તિ હતી અને હવે કલિયુગમાં એ ત્રણેનો સમાહાર એટલે શુદ્ધ ધર્મ મુખ્ય છે, એમ શુદ્ધ મંડળના મહાત્માઓ માને. છે ૪૧–૪૨.

જે કોઈ ભિન્ન ભિન્ન ભૂતોમાં એકમાત્ર, અવ્યય અને અખંડ તત્ત્વ રહેલું જુવે છે તે શુદ્ધ ધર્મ આચરનારો છે. ૬૯.

સર્વ શરીરો એક જાતની પ્રકૃતિનાં બનેલાં હોવાથી, સર્વ માણસો સમાન છે અને ગુણકર્મને લેઇને જ તેમના જુદા જુદા વર્ગ (એટલે વર્ણ ) પડેલા છે. ૭૧.

સર્વ ભૂતોમાં પરમાત્મા સમાન છે. તેને કોઇ વહાલોએ નથી તેમ અળખામણો પણ નથી. ૭૧.

ચંડાલો, શ્વપચો અને તેથીએ અધમમાં અધમ–એ સર્વ માણસો સ્વભાવથી પરમાત્માના **दास** છે. ૭૨.

શાણા સમજુ માણસો, બ્રાહ્મણાદિ એ સંકેતોને આત્મામાં માનતા નથી. જાતિભેદ એ જુદા જુદા સામાજિક દરજ્જા છે, જુદા જુદા ધંધાને લેઇને થયેલા છે, પણ તે સિવાય બીજી કોઇ રીતે તે ભેદ માનવાના નથી, એમ શ્રુતિ કહે છે. ૭૩.

કલિયુગમાં સર્વ સ્ત્રીઓ દરેક જાતની વિદ્યામાં પ્રવીણ થશે અને બીજા યુગોના વિવાહના નિયમો પ્રમાણે ચાલશે, એટલે તેઓ પુરૂષની રહેણીકરણી, સ્વભાવ, ઉમ્મર, આજીવિકાનું સાધન અને કુળ પોતાને યોગ્ય છે કે નહીં તેની પોતે જાતે અનેક રીતે પરીક્ષા કરીને વિધિ મુજબ પોતાને માટે વર પસંદ કરશે. એમાં કંઈ પણ ખોટું નથી, માટે કલિયુગ સારો છે. ૭૬–૭૮.

કલિયુગમાં સર્વ વિદ્યાનાં દ્વાર સર્વને માટે ખુલ્લાં રહેશે, તેથી આ જગતમાં સર્વ જાતોમાં સર્વનું શુભ ઇચ્છનારા, બ્રાહ્મ

ગુણવાળા અને જ્ઞાની મહાપુરુષો પાકશે અને તેઓ ગુરુ બનશે અને લોકોમાં પૂજ્ય ગણાશે, માટે કલિ સારો છે. ૭૯-૮૦.

બુદ્ધિ માન્ય કરે, પ્રત્યક્ષ સમજાય, ઉત્તમ સુખની પ્રત્યક્ષ પ્રતીતિ કરાવે, ધર્મને અનુકૂળ હોય, એવાં શાસ્ત્રવચન કહેનાર ગમે તે હોય તો પણ તે ગ્રહણ કરવાં. આમાં તમને શો દોષ જણાય છે ? ૮૧.

**षट् कर्मनो खुलासो.**

શુદ્ધ ધર્મ આચરનારાઓએ **प्रणवशास्त्रनो** અભ્યાસ કરવાનો છે અને બીજાઓને કરાવવાનો છે, એટલે બ્રહ્મનો વાચક શબ્દ જે પ્રણવ તે દ્વારા બ્રહ્મનું જ્ઞાન મેળવવાનું છે. પ્રણવનો ઉપદેશ બીજાઓને કરાવવો એ સમદર્શી શુદ્ધોનું પરમ કર્તવ્ય છે. તે **अध्ययन** તથા **अध्यापन.** ૩૬. જે કર્મોના આચરણથી આત્માનું દર્શન થાય, તેવાં કાયિક, વાચિક અને માનસિક કર્મો કરવાં તેનું નામ **यजन** છે. ૩૭. સર્વને આત્મવત્ ગણતાં રહીને ઉપર કહેલાં ત્રણ પ્રકારનાં કર્મ કરવાં તેનું નામ **याजन** છે. ૩૮. શુદ્ધ યોગદ્વારા બ્રહ્મમાં આત્મનિવેદન કરવું, એની શરણાગતિ લેવી, એનું નામ **दान** છે, અને ધર્મનાં કાર્ય કરવાને દેહ ધારણ કરી રાખવો, એનું નામ **प्रतिग्रह** છે. ૩૯. આ પ્રમાણે **शुद्धमत** પ્રમાણે ખટકર્મનું ખરું રહસ્ય છે, પણ ધર્મશાસ્ત્રના બધા પ્રવર્તકો એ રહસ્ય જાણતા નથી. ૪૦.

**भाग २, पटल, २.**

આ મંડળમાં માણસના સ્વભાવ પ્રમાણે **चार आश्रमो** માનેલા છે, જેમકે—**दास, तीर्थ, ब्रह्म** અને **आनन्द.** અનુક્રમે એક એક આશ્રમમાં સિદ્ધ થયે ઉપલા ઉપલા આશ્રમમાં જવાય છે. નીચે મુજબ દાસનું વર્ણન છેઃ—તેજ એકલો **दास** કહેવાવાને યોગ્ય છે, જે પ્રશસ્ત ધર્મયુક્ત કર્મો કરતો રહીને જગતમાં પૂજ્ય અને માન્ય થાય છે, જે અધ્યાત્મ વિદ્યાનું જાતે અધ્યયન કરે છે

અને તેનું અધ્યયન બીજાઓને કરાવે છે, જે પોતાનાં એવાં રૂડાં કર્મોનાં ફળ તરીકે આત્મજ્ઞાન મેળવે છે, જે આ મંડળના પ્રથમ પગથીએ રહી લોકસેવા કરવામાં સદા તત્પર રહે છે, જેનામાં યોગાભ્યાસ અને ભ્રાતૃભાવ ( સમભાવ ) એ ખાસ લક્ષણ છે, જે પવિત્ર હૃદયનો રહે છે, જે પોતાના ધર્મનું અને આશ્રિતજનોનું રક્ષણ કરે છે તેમ જ લોક માત્રનું અને તમામ ધર્મોનું પણ રક્ષણ કરે છે, જેનામાં નિત્યાનિત્ય વસ્તુનો, આત્મ-અનાત્મ વસ્તુનો, વિવેક કરવાની સુંદર શક્તિ રહેલી છે, જે ડહાપણ, પવિત્રતા અને ઉમ્મર એ ત્રણેમાં ઘણો આગળ વધેલો છે, જે લોકોનાં દુઃખ જોઇને પોતે દુઃખી થાય છે પણ શાંત નિર્મળ ચિત્ત રાખીને તે દુઃખો દૂર કરવાને અને સુખની વૃદ્ધિ કરવાને કાજે શક્તિ મેળવવાને આત્માની ઉપાસના કરે છે.

એ ચારે આશ્રમોમાં અસલ પદ્ધતિ મુજબ રાજયોગ શિખવવામાં આવે છે. તેમાં અનુક્રમે પ્રકૃતિનું, આત્માનું અને પરમાત્માનું-એમ ત્રણેનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે અભ્યાસ ગાયત્રીના ચોવીસ અક્ષરો જેટલા (૨૪) વરસનો રાખેલો છે. પ્રથમ સાત વરસમાં मातृका યોગનો અભ્યાસ છે, બીજા સાત વરસમાં યોગવિભૂતિદાયક कुंडली योगनो અભ્યાસ પૂરો થાય છે અને ત્રીજા સાત વરસમાં શાશ્વત आत्मयोग શિખવાય છે. બાકી રહેલાં ત્રણ વરસોમાં છેવટનું રહસ્ય શિખવવામાં આવે છે. તેથી दासમાં રાજયોગના અભ્યાસથી માણસજાતનું ભલું કરવાની સર્વ શુભ શક્તિઓ આવે છે.

शुभ मस्तु सर्व जगताम् ।

---

પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કસમાં સી. એમ. મોદીએ છાપ્યું
ઠે. ખાડીઆ, જેઠાભાઇની પોળ—અમદાવાદ.

## शुद्ध धर्ममंडलना अमूल्य अप्रसिद्ध ग्रन्थसमूहमांथी हवे पछी छपानारा ग्रन्थो ।

१. श्री भगवद्गीता, श्रीहंसयोगी भाष्य सहित अने त्रण कारिका समेत, त्रण भागमां (छपाय छे)।
२. महाभारत, व्यासजीए रचेलुं, मूळ, शुद्ध स्वरूपमां (१००००० श्लोकनुं)।
३. भारत, भार्गव व्यासे रचेलुं (२४,००० श्लोकनुं) मोटा महाभारतनुं मूळ।
४. भारतसूत्र, योगव्यासे रचेलुं (उपला भारतनुं मूळ)।
५. महाभारते ऊपर श्रीहंसयोगी भाष्य (खंड-रहस्य)।
६. महाभारतनी चोवीस विद्या, श्रीहंसयोगी विरचित।
७. महाभारत ऊपर कारिका (१०,०००) गोभिल विरचित।
८. „ „ (१५,०००) नारद विरचित।
९. „ „ (२०,०००) कुमार विरचित।
१०. आर्षगीता, सटीक।
११. ब्रह्मगीता, सटीक।
१२. श्रुतिगीता, सटीक।
१३. शुक्रगीता, सटीक।
१४. ७६ उपनिषद्, श्रीहंसयोगी भाष्य अने त्रण कारिका साथे।
१५. शुद्धरहस्य।
१६. चारे संपूर्ण वेद, विस्तृत टीका साथे।

ઉપલાં પુસ્તકો શીઘ્ર છપાય તેટલા માટે दानवीर गृहस्थो તરફથી જે કંઇ ધનની મદદ નીચેને સરનામે મોકલવામાં આવશે, તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે.

To, Pandit K. T. Sreenivasacharya,
Suddha Dharma Mandala Vidyalaya,
17, Vollala Street, Purasawalkam,
Madras, N. C.

